વખત જતાં સરઘસ સંમેલનને સ્થળે પહોંચ્યું અમને સંમેલનના મંડપની બાજુના એક ખંડમાં બેસાડ્યા ત્યાં ચા આવી—'એટલે કે અમને આપવામાં આવેલા પ્યાલાને તળિયે ભૂખરા રંગના છૂંદાયેલા જેવા દેખાતા હતા, તેને અમારા યજમાનો ચા કહેતા હશે એ તો એ પણ, ચાખી ગયા ભાગતી ભૂતની ચોટી તો ચોટી સહી નવાગંતુકને મેં હળવેથી પૂછપરછ કરી કે આટલી બધી ચા ક્યાં પેટમાં સમાવશો? જરા ગેરીઆઓને કહો તો ખરા કે આટલું બધું દબાણ ન કરે આપણાં તે પેટ છે કે પાતાળ? એના ઉત્તરમાં નવાગંતુકે કહ્યું "You Gharekhans' ચાનો એ પણ રિ-

પછી સંમેલનના નિયુક્ત પ્રમુખ સાહેબે પોતાની ડબ્બીમાંથી પાન કાઢીને અમને બન્નેને આપ્યાં મેં પાન ચાવ્યું મારા મનથી હું આટલું પાચક પણ હોજરીને પાચનનું કાંઈ તો કામ આપશે રસનો એક ઘૂંટડો ગળે ઊતરી ગયો ત્યાં એ રસ ભારે પડી ગયો

મારા પાનમાં ખૂબ તમાકુ હતી મને સખત હેડકી આવી ગમે તેમ કરીને હાયકે મુખડે, કોઈને ખબર ન પડે તેમ એક વાર તો ઢું ઢીને બહાર થૂંકી આવ્યો પણ તમાકુ કાંઈક પ્રસરી ગઈ હતી કોઈપણ સંજોગોમાં ઊલટી તો ન જ થવા દેવી એવો મેં નિશ્ચય કર્યો ત્યારથી મને જે બેચેની શરૂ થઈ તે રાત સુધી રહી વળી ભૂખ્યે પેટે તમાકુને ફાવટ પણ ઠીક આવી! પગમેવાના કુવારા શરીરે સતત છૂટતા હતા ખોરાક પેટમાં હતા નહિ અને ખાનામાં જે કંઈ પાણી હશે તે તમાકુએ પગમવાઢે નિચોવી નાખ્યું તમારા ઉપારાનું વિશેષ વર્ણન કરવાની જરૂર હોય ખરી? એક અગર બીજા પ્રસંગે એનો અનુભવ થયો ન હોય એવું અનસિક માનવી હિંદુસ્તાનમાં કોઈ હશે ખરું? રાત સુધીમાં જે ઘટનાઓ બની તેનો તમાકુની અસર નીચે માત્ર ભયંકર સ્વપ્ન જેવો આછો ખ્યાલ મને રહ્યો

સ્ટેશનથી નીકળતા માસ્તરને એમ કહી રાખ્યું હતું કે ગમે તેમ થાય તોપણ અમારે પાછલી ગાડીમાં જવું જ છે, માટે અમે મોડા થઈએ તો દસ મિનિટ ગાડી રોકજો પણ અમને મૂકીને ઉપાડશો નહિ સ્ટેશન માસ્તરે આ વિનતિ ખુશીથી કબૂલ રાખી હતી રમણનાતન નામ એમને અજાણ્યું નહોતું ન જ હોય ખરું છે?

પછી ઉપર્યુક્ત નિશ્ચયની અમલબજાવણી અમે વિગતે અને પદ્ધતિ પુરઃસર શરૂ કરી સ્ટેશન માસ્તરની સલાહથી રા. રમણલાલે માંડવાના દરબારશ્રીને અમને ડભોઈ સુધી પહોંચાડવા પોતાની મોટર ગાડીઓમાંની એકનો ઉપયોગ કરવા દેવાની વિનતિની ચિઠ્ઠી લખી પણ ત્યાંથી વિના વિલંબે ઉત્તર આવ્યો કે દરબારશ્રીની ત્રણ ગાડીઓમાંની એક વડોદરે ગઈ છે, એક બગડી છે, ને એક ચાલતી જ નથી

એક હતો નક્કો નક્કો રાજા, તેણે વાસ્યા ત્રણ ગામ બે ઉજ્જડ ને એક વસે જ નહિ તેમાં વસ્યા ત્રણ બ્રાહ્મણ બે ઉપવાસી, ને એક જમે જ નહિ !!!

આ વસ્તુસ્થિતિ ઉપર વિવિધ પ્રકારે અમારી સલાહસમિતિમાં શોચ ચાલતો હતો ત્યાં કોઈએ કહ્યું કે ઇનામદાર પંડ્યા સાહેબના પુત્રના જનોઈ માટે વડોદરેથી બૅન્ડ વાજું આવ્યું છે, અને એમની બસ રાતોરાત વડોદરા પાછી જવાની છે, કેમ કે બૅન્ડને બીજે દિવસે સવારે ભાદરણ વગાડવા પહોંચી જવાનું છે લાખો નિરાશામાં છુપાયેલી અમર આશાના આ ચમકારાથી ઉત્તેજિત થઈને અમારું "હાઉસન જાઉસન" ઊપડ્યું એ જનોઈના સ્થળે રસ્તે જતાં એ જ વાજાવાળો વરઘોડો સામો મળ્યો ઇનામદાર ભાઈએ પોતે દાગીને ગણીને એવી ગોઠવણ કરવાનું માથે લીધું, કે રાતના નવેક વાગે વાજાવાળાની બસ વડોદરાની વાટે પાછી પડે ત્યારે અમને સ્ટેશનેથી જરૂર લેતી જાય

એ તો રાતના નવની વાત થઈ, અને હજી ૭ પણ વડોદરાના વાગ્યા મોટર બસ નવરી પડી હતી અને વાજાવાળા પરબારે તે પહેલાં અમને ડભોઈ પહોંચાડીને વેળાસર પાછી આવવા એને માટે પૂરતો સમય હતો. પણ જમીનદાર બધુનો આગ્રહ હતો કે રા. રમણલાલ વરઘોડામાં ફરવ, એમનું ઘર પાવન કરવું કેમકે એમના પગના એમને ઘેર ત્યાંથી ઇ ઇ વળો નવા ! પોતે પણ ઇનામદાર હતા, એટલે સરખે સરખાને ના પણ કેમ પડાય? અને તે પણ પાછી પડોશની ઇનામદારીઓ હતી પછી કઈ ચાલે? તેથી સર્વસંમતિથી એવું નક્કી થયું કે જનોઈ કબોઈ કંઈ નહિ, બીજા વડોદરા સુધી એ

બસમા જ અમારે પહોચી જવુ  બસના ડ્રાઈવરે આ તકે ટાપસી પૂરી "અરે સાહેબ, વડોદરા આ તીસ મીનના ફાસલા પર છે તમારે બેફિકર રહેવુ  આ તણ કનામા ઉગાડીને વડોદરા નાખી દઈશ નવ વાગે નીકળ્યા, તે બારે વાગે વડોદરા" અમે તો ખુશ ખુશ, અને એની સલાહ અનુસાર બેફિકર પણ થઈ ગયા

ઇનામદાર સાહેબે મેમાનની ખૂબ સંભાળ કરી, હાર્તોરા કર્યા, તમારા પગના અમારે ત્યા ક્યાથી વગેરે વગેરે શિષ્ટાચાર થયા એરેટેડ વૉટર્સ અમને બહુ ભાવતા હશે એમ માનીને અમને એ ઉમરાવી ભાઈએ લેમોનેડના પ્યાલા આપ્યા, જે અમે પીવાના ચાલાનો વિવેક કરીને પાછા મૂકી દીધા ઇનામદાર ભાઇએ જમવાનો બહુ આગ્રહ કર્યો, અને નવાબ સાહેબે વિવેકમા ના પણ નહી પણ હું જાણતો હતો કે મિયા ખરેખર ખૂબ ભૂખ્યા થયા હતા, એટલે મે તોડ કાઢયો કે શુકનની કાચ્ચી સાકર આપો એટલે પહોચ્યુ સમજશુ એના ઉત્તરમા ગ્લાબીમા કઈક નાસ્તો આ યો ભાઈસાહેબ જે ઝનૂનથી એના ઉપર તૂટી પડયા તે જોઈને મને લાગ્યુ કે મે કયુ તે ઠીક જ કર્યું. મારી કાયા ઉપર તો પેલી તમાકુનો પ્રભાવ ચાલુ જ હતો, એટલે નાસ્તામા બે બર્ફિથી વધારે કશુ લઈ શકયો નહિ

હજી સમય પુષ્કળ હતો, તેથી અમે મંદિરો તથા નદીના દર્શને ઊપડયા શ્રી શેષશાયીના મંદિરમા બે આના મૂકયા, ને ત્યા પ્રસાદ મળ્યો આઠ આના જેટલો આટલુ મોટુ નફાનુ માર્જિન રા રમણલાલના અંતર્યામીથી સહન નહિ થવાથી તેમણે બીજા બે આના મૂકયા અને અમે આગળ ચાલ્યા રસ્તામા બીજા એક મિત્રના આઇસક્રીમ દૂધ ઇ ના આગ્રહને પણ વિવેકથી ઘના નિશ્ચયપૂર્વક નકારીને સ્ટેશને અમે બસની રાહ જોતા બેઠા

બસ નવ વાગે આવવાની હતી નવના સાડાનવ ને દસ પણ થયા, પરંતુ બસ ન મળે મારી તમાકુ હવે ઊતરી ગઈ હતી અને ભૂખે તેનુ સ્થાન લીધુ હતુ, પરંતુ તેની તૃપ્તિનુ સાધન ક્યાથી હોય? અમે એક પણ રહેવા દીધુ ન હતુ રાતના દસ વાગે ચાહાના મળવાના મળે પણ શુ? છેવટે પગથાળાને કોનારી બે પૈસાનો તારો ચેવડા અને અન્ધો શેર ગરમ ધના

ગળપણ વિનાનું દૂધ મંગાવીને તેના ઉપર અમે તાગડધિન્ના કર્યાં. સ્ટેશન માસ્તરના મનમાં પણ રામ વસ્યા હશે ને એમણે પોતાને ઘેરથી ચા કરાવી મંગાવીને આ વણનોતર્યા મેમાનોને પાઈ. ક્ષણે ક્ષણે બસના ભણકારા વાગતા હતા. એમ કરતાં પોણા અગિયાર થયા. છેવટે હતાશ થઈને રા. રમણલાલે નક્કી કર્યું, કે અગિયાર સુધીમાં બસ ન આવે તો બીલબોલી જવું, અને ભાગ્યને વશ થઈને ત્યાં જ રાત કાઢી નાખવી. આ મંત્રણા ચાલતી હતી ત્યાં સ્ટેશનના વીજળીના પાવરહાઉસવાળા સજ્જને આવીને નોટીસ આપી દીધી કે બત્તી હવે બંધ થશે. પાટા ઉપર ઊભેલી ખાલી ગાડીના બીજા વર્ગના ડબામાં રાતવાસો કરવાની સલાહ આપીને સ્ટેશન માસ્તર પણ પોતાને ઘેર ચાલ્યા ગયા. યત્નપૂર્વક મગજ ઉપરથી બોજો ફેંકી દઈને હાશ! કરીને અમે સૂવાની તૈયારી કરી, ત્યાં બસનું ભૂંગળું સંભળાયું. હજી અગિયાર પૂરા નહોતા વાગ્યા, તેથી મનમાં કરેલો કંટ્રાક્ટ પાળવો જ રહ્યો. એટલે અમે કર્તવ્યપાલન માટે કમર કસીને થયા ઊભા. બાર જણ બેસે એવડી બસમાં અઢાર વાજાંવાળા અને બીજા ચાર મિત્રો મળીને કુલ બાવીસ મૂર્તિઓ જામી પડી હતી, તેમાં ઉમેરાયા અમે ચાર. ડ્રાઈવરની એક બાજુ તેનો ક્લીનર, અને બીજી બાજુ રા. રમણલાલ અને હું, એમ ચારનો સમાવેશ આગળ કર્યો એક ભાઈ "અગાશી" માં બેઠા અને બે મુસાફરો બારી પકડીને અમારી બાજુએ બહાર પગપાટિયા ઉપર આરૂઢ થયા અને પછી સંઘ ઊપડ્યો. ફ્રન્ટિયર મેલના સમય પહેલાં પહોંચવાની આશા એમ છોડાય તેમ ન હતુ.

અનેક ચીલા ખૂંદતા, ગામને પાદરે આટલા બધા ચીલા હોય છે તેની નોંધ ખેદપૂર્વક કરતા, ચાણોદથી લગભગ બે માઈલ દૂર આવેલા તેન-તળાવે તો અમે પહોંચ્યા. "તન કલાકમાં વડોદરે ઉડાવીને નાખી દઈશ" કહેનાર હાંકેડુને આગળની વાટની ખબર નહોતી. અમે તળાવ પાસે એક ઝાડ નીચે થોડાં ગધેડાં બાંધેલાં દીઠાં. "અબે ગધેવાલે, એઈ અબે ગધેવાલે" કરીને હાંકેડુએ સાદ કર્યાં. કૂતરાં ભસ્યાં, ગધેડાં ભડક્યાં, ને ગધેડાંનો સ્વામી સમજ્યો કે ધાડ પડી, કે પછી દટંતર આવ્યું. એને માંડ સ્વસ્થ કરી સમજાવીને આગળનો માર્ગ પૂછ્યો ત્યારે એણે ડાબો હાથ

અમારી જમણી અને ડાબી ઉભય તરફ ગામના દીવા દેખાયા એક વિખ્યાત અંગ્રેજ લેખકે વિધાન કર્યું છે કે ઘાસના બે સરખા પૂળા વચ્ચે ઊભો કરેલો ગર્દભ ભૂખે જ મરે, કારણ કે સાવ સરખામાંથી ક્યા પૂળા ઉપર પડવું ની, એ ગહન પ્રશ્નમાં એ વિચારશીલ તત્ત્વજ્ઞ પ્રાણી અટવાઈ જાય અમે એટલા બધા વિચારશીલ કે તત્ત્વજ્ઞ નહિ હોવા છતા બે ગામના દીવા વચ્ચે અટવાવાનું ન જ ચૂક્યા જમણી તરફના દીવા વધારે પાસેથી આંખમિચામણાના આકર્ષક ઇશારા કરતા લાગ્યા એટલે એ તરફ વળવાનો અમે પ્રયત્ન કર્યો નાગ ફરતી અને ચીલા એ દિશા તરફ જતા ધારીને અમે પહોચ્યા પણ પ્રયત્ને પ્રયત્ને એ જ પરિણામ બધા ચક્કર મારીને ત્યાના ત્યા જ પાછા હાજર થઈ જાય, અથવા ખાડા ટેકરા, નાસ ઇ આડા આવતા અમારે પોતે થઈને જ અસલ સ્થાને પાછા જવું પડે

અંધારી રાત, રેતાળપાની કાનગાળી ભોય, ને ચીલાનો પાર નહિ કેટલીયેવાર ખટારાનું એન્જિન અટકી પડ્યું સાર્ડીનની જેમ સિચાયેલા" અમારે વારેવારે ઊતરીને ખટારાને ધક્કેલવો પડ્યો અને હૅન્ડલ મારી મારીને ડ્રાઇવરના મદદનીશના હાથમાં ફોલ્લા પડી ગયા અમે એક ઇંચ પણ આગળ વધતા નહોતા પણ તેથી શું? અમારી પ્રવૃત્તિ કે અમારો પરિશ્રમ એમાં પળનારનો પણ પોરો પણ તો નહોતો ઘણા—શબ્દોમાં—શૂન્ય—હેતુની ગાથા જેવી અમારી આ ખૂબ—મહેનત—ને ખસવું—નહિની ખૂબી હતી એક પ્રસંગે અંધારામાં ભૂતાવળ શા ભાસતા એક વૃક્ષરાજની નીચી ઘટા તળે થઈને પસાર થવાનો અમારે વારો આવ્યો એ ઝાડ ગાંડણનું હતું એના ગાઢા મજબૂત ડાળખાંએ મોટા ધડાકા સાથે ખટારાના છાપરાને રાક્ષસી ઝાડના ઝપાટાની જેમ સાફ સફાચટ કરી નાખ્યું ત્યાં વાજા ખડકયા હતા, અને એક મિત્ર ગઝલની મોજ માણતા હતા એ ભાઈ લુહારને આંખના પલકારામાં ભોંયભેગા થઈ ગયા પડવલ ફાટી ગઈ વાજાવાળાની પતરાની મોટી પેટીઓનો તમામ જતનથી જાળવેલા નકશો અહિત ખુર્દો વળી ગયો વાજાવાળા ૧૮ હતા, અને તમાના પ્રત્યેકે પોતાને થયેલા નુકસાન હાર્મોનિયમની રસ્તાની માહિતીની શેખી, એક ફરી બનેલી રાતની ઘટનાઓ ગુજરાતનું સાધન જ્યાંથી ઢોર્ટ ચેરીના લેવાના રાજ હાંકે તેમ જ અસલના

આ સહેનાણીઓએ અમને કહ્યું "આ જ ગામ સાઠોદ." એમનામાંનો એક પરગજુ ભાઈ ભાણીની કમાણી અને વળી વડોદરાની મફત મુસાફરીનો અનન્ય યોગ સાધીને રસ્તો બતાવવા સાથે થઈ ગયો. એક રૂપિયો આપવાનુ ગ ગમણનાને એને વચન આપ્યુ. સંઘ હાની-હૂની રસ્તો આગળ ચાલ્યો. તે પછીના એક નાળામાં બસ ત્રણ જ વાર ખોટકાઈ ઊંધી વળતાં રહી જ વાર બચી અને ઝાડના ડાળાએ એના છાપરા ઉપર ઝાડુ મારીને માત્ર એક જ વખત વાજાવાળાઓની પેટીઓના અવશેષની આકૃતિઓમાં નવા ઘાટઘૂટ પૂર્યા. આખરી સરળ મજલે અમને ભીનુપુર નાખી મૂક્યા. ડભોઈના દીવા અમે પોણા કલાકથી નિહાળતા હતા, અને ડાબી તરફ જાણે અમારા માનમાં યોજાઈ હોય તેવી આતશબાજીના ગુબારા આકાશે ઊડતા દેખાતા હતા.

ભીનુપુર ગામે "પશુમાં પડી એક તસ્કર" ભોમિયો જે વાટે થઈને લઈ જવા ઇચ્છતો હતો તે બહુ ખરાબ છે એમ કહીને એ રસ્તે જવાની અમારા હોશિયાર હાંકેડુએ ના પાડી. એણે કહ્યું કે અહીંથી કૂઢેલા જવાનો રસ્તો જાણું છું તે જ રસ્તે જઈશ. એની રચનાઓ માર્ગની માહિતીની પરિપૂર્ણતા હજી આટલા અનુભવે ય પરવારી નહોતી.

પરંતુ સત્તા આગળ શાણપણ શા કામનું? હાંકેડુએ પોતે માનેલા સારે રસ્તે ખટારો લીધો, અને તના વિનાશના ગમે તેટલા પ્રયત્ન છતાં માત્ર ચાર જ વખત એને ખોટકાવી શક્યો. એક રસપ્રદ પ્રસંગે બે ચીલા વચ્ચેના ટેકરા ઉપર ખટારો અદ્ધર થઈ ગયો, અને ચક્રો ઝનૂનથી હવામાં ઘૂમરી ખાતાં રહી ગયાં. પેલા ભોમિયાના દાતરડાથી બસની નીચે પેસીને અમારામાંના કેટલાક સ્વયંસેવકોએ બસને જૂડે હાથે અદ્ધર ઝીલી રાખતાં ઢેફાં ને ખોતરી નાખ્યાં, તે ચક્રોને માટી ભોંય ભેગાં થયાં ત્યારે આરામ થયું. એટલે બાકીનું સહેલું હતું. એન્જિનને સ્ટાર્ટ લેવાની સાફ ના પાડી.

આમ રાતના લગભગ પાંચ વાગે અમારો સંઘ કૂઢેલા પહોંચ્યો ખરો. ત્યાંની અમારી હરિરાજ ધનીઆની જવા ની ત્યાં, ને પાછા ભૂલા પડ્યા. ભૂલા પડવાનો વળ એણે છેવટ સુધી ન છોડ્યો. ખરો ટેકનો વીર પૂર્વવત આગળ પાછળ આગળ માગતા કોઈ ભળતા જ ગામે અમે જઈ ચડ્યા.

પણ આ કાળા વાદળને રૂપેરી કિનારી હતી કહું ?

મકરપુરે હોય હોય કરતા અમે પહોંચ્યા. ત્યાંથી વડોદરા થાય બીજા ચાર માઈલ. ત્યાં વાહનનું તો નામનિશાન શેનું હોય ? ખૂબ તપાસ કરતા એક ભાડાની ગાડી ઊભેલી દેખાઈ. ત્યાં પૂછપરછ કરતા ગાડીવાળાએ કહ્યું કે "બે સવારી ખાલી છે, ને બે સવારી હૉસ્પિટાલમાં લઈ જવાની છે. મરજી હોય તો બેસી જાઓ." બીજા નોતરાની અમે રાહ જોઈ હશે ખરી ?

એ બે સવારી ન મળી હોત, તો ? એ રૂપેરી કિનાર. અથવા તો કહો કે આખા લીમડાની એ એક જ મીઠી ડાળ.

મુસાફરી હો તો એવી હો !



શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# સજ્જન સાક્ષર

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈને હું હમેશાં સજ્જન સાક્ષર કહું છું. સાક્ષરો સાથેનો મારો પરિચય જૂનો છે. લગભગ ચાલીસ વર્ષથી એક યા બીજી રીતે હું ઘણાખરા જૂના નવા સાક્ષરોના પરિચયમાં આવ્યો છું પણ સાક્ષરોમાં સજ્જન પુરુષ તરીકે મારા પર કોઈએ છાપ પાડી હોય તો તે શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ છે.

વર્ષોથી હું એમને પિછાણું છું. સહુથી પહેલાં શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદારે શ્રી રમણભાઈને ઘેર મને તેડી જઈ એમની ઓળખાણ કરાવી. એક સંગીતકાર તરીકે ગુજરાતના એ જુવાનને જોઈ પ્રથમ દર્શને મેં સંતોષ અનુભવ્યો. ગુજરાતના નાગરો તરફ હું માનની દૃષ્ટિએ જોતો આવું છું. 'સુંદર નાગરી જાત' મને ગુજરાતની બીજી જાતિઓની સરખામણીમાં વિશિષ્ટતાવાળી લાગી છે. અને મેં વર્ષો પહેલાં ગાયું છે કે :

ગૌરવર્ણભરી ભવ્ય પ્રકૃતિ,
બુદ્ધિ કલા ને જ્ઞાન નિપુણી;

તરવરી આવે સહુ જોતામા રસભીની એ ભાત:
જોઈ મેં સુંદર નાગરી જાત

'એ સુંદર નાગરી જાત' ગીતની એ પહેલી કડી શ્રી રમણલાલ સોએ સો ટકા સાચી પાડે છે.

પછી તો મારો અને એમનો પરિચય વધતો ગયો અને આજે સાક્ષરોમા સજ્જન ગણાતા શ્રી રમણલાલ ગુજરાતને સાહિત્યના ક્ષેત્રમા જે રીતે ગૌરવ અપાવી રહ્યા છે એ જોઈ મને અતિશય આનદ થાય છે

શ્રી રમણલાલ કોઈ પક્ષના નથી તેમજ એમણે પોતાનો પક્ષ રચ્યો નથી એ તો દેવી શારદાના ભક્ત છે જ્યા જ્યા એમને સાહિત્યની ભક્તિ જણાય ત્યા ત્યા એ સત્કારનો, સ્નેહનો અને સમભાવનો હાથ લબાવે છે એમણે ધમડને સદા દૂર રાખ્યો છે દભ એમને સ્પર્શી શક્તો નથી અને મોટાઈ મેળવવામા એ માનતા નથી ઘણીવાર બાળક જેવી નિર્દોષતા એમનામા મે જોઈ છે, ઘણીવાર પુષ્પસમી સુકુમારતા સેવતા એમને મે ભાળ્યા છે ઘણીવાર સતસમી સાધુતા એમના જીવનમા વણાતી મે જોઈ છે, અને સજ્જનતા તો એમના જીવનમા ઓતપ્રોત થઈ છે એ પોતાને દીવે ઘણા દીવડા પ્રગટાવે છે એમણે ઘણી કલમોને પ્રોત્સાહન આપ્યા છે ગુજરાતની સાહિત્ય ફૂલવાડીના કેટલાયે ફૂલછોડ એમણે ઉછેર્યા છે નવા ગુજરાતના ઘડતરમા આ સજ્જન સાક્ષરનો ફાળો સમૃદ્ધ છે

ગુજરાતના–મહાગુજરાતના એ સજ્જન સાક્ષર પચાસ વર્ષના યશસ્વી પ્રભાત નીરખી એકાવનમા વર્ષની ઉષાના તેજે તેજે આગળ વધે છે એ વખતે એમના એક ચાહક તરીકે, પ્રશસક તરીકે, સ્નેહી તરીકે અતરના અભિનદન અર્પી એમની સેવા ગુજરાતને–મહાગુજરાતને લાબા સમય સુધી મળો એવી પ્રભુને પ્રાર્થના છે

ગુજરાતી સાહિત્ય પરિષદના એ ભાવિ પ્રમુખને હાથે ગુજરાતી સાહિત્ય વધુને વધુ વિકાસવતુ બનો એ જ અભ્યર્થના



## શુભેચ્છા

શ્રી રમણલાલ વસંતલાલ આપણા સિદ્ધહસ્ત સાહિત્યકાર છે. લોકપ્રધાન આપણા જીવનના એ કલાકાર છે. સામાન્ય માણસોની ઊર્મિઓ, અનુભવો અને આકાંક્ષાઓને મૂર્તિમાન કરવાની વિપુલ શક્તિ એમનામાં છે. આપણા ગુજરાતી જીવનને એમણે ઘણે સ્વરૂપે સાહિત્યમાં મઢવાનો પ્રયત્ન કર્યો છે.)અને લાંબા કાલ સુધી એમની સેવા ગુજરાતી સાહિત્યને વિવિધરંગી બનાવે એ શુભેચ્છા સાથે હું વિરમું છું.

કનૈયાલાલ મુનશી



શ્રી કિશનસિંહ ચાવડા

## એક અભીપ્સા

શ્રી રમણલાલ દેસાઈ જીવનના કલાકાર છે. અને એમનાં પાત્રો એમની આ જીવનકલાનાં જુદાંજુદાં સ્વરૂપો છે. ઝિંદગીમાં ભીનાશ અને ભવ્યતા જીવવા અને પ્રગટ કરવા માટે એમણે આંસુનો પ્રેમ અને પ્રેમનાં આંસુ એ બન્ને જીવનતત્ત્વોને સમાંતરે વિલસાવ્યાં છે. કરુણા અને પ્રેમના સંગમથી જન્મેલી માનવતા એમના સર્જનના સૌન્દર્યની જનેતા છે, અને આ જ માનવતા એમની જીવનકલાનું નિયામક બળ પણ છે.

માનવતાની સાધનાથી એકાગ્ર અને ઉન્નત થએલી એમની મેધા ગુજરાતી સાહિત્યની અને એ દ્વારા ગુજરાતની હજી૫ વધારે સમૃદ્ધ અને સુંદર સેવાની અધિકારી બનો.

## ૨ આપણા સર્વશ્રેષ્ઠ નવલો

ત્યારે મિતાક્ષરાએ ને પ્રધાનભાવે આપણો નવલકથાઇતિહાસ નિરાગ્યે મુંબઈનુ શ્રી ગુજરાતી અને અમદાવાદમાના શ્રી ગુજરાતી પત્ર ને પ્રજાબંધુના વાર્ષિક નવલોને આ મિતાક્ષરીમા સ્પર્શાયુ નથી તો તે તે સાહિત્ય મંડળો ક્ષમા કરશે મ્હાન પણ ઉચા કે સારથી કે પાંખડીઓનો આમા ઉલ્લેખ નથી આત્મશ્લાઘાની એવી ધૃષ્ટતા શ્રી કનૈયાલાલ મુનશીને છાજતી હશે, અન્ય સૌને અણછાજે

આપણા સાહિત્યઇતિહાસનુ એ તો પક્ષાપક્ષીપરનુ સત્ય છે કે આપણી આદિ નવલકથા તે કરણ ઘેલો, અને આપણી સર્વોત્તમ નવલકથા તે સરસ્વતીચન્દ્ર અન્ય સહુ આપણી નવલ થાઓ એ બે સીમારેખાઓની વચમાની.

સરસ્વતીચન્દ્ર એટલે માણુ ભસ્મરી, ગોટીથેનુ વિલ્હેલ્મ મિનસ્ટર, અને હ્યુગોના લે મિઝરેબલ–નવલકથાઓના જગતશિખરો સમી જગતમાદમ્બરી ઓની સગાથે જગતસાહિત્યના શારગસિંહાસને વિરાજતી ગુજરાતની નવલકથા એવી બીજી નવલ થા ગુજરાત આપશે ત્હારે જગત જોશે ગોવર્ધનરામભાઈમા ગોથથે અને હ્યુગોની વિશાળી સસારપર્યેષણા હતી, બાણના મનિતાસ્પના નિર્મળા ને ઉર્ધ્વગામી નસરજન હતા સરસ્વતી ચન્દ્રની પૂર્વે માણુ ભસ્મરીન શ્રી છગનલાલ પડ્યાનુ મહાભાષાન્તર પ્રગટ થયુ હતુ અને સરસ્વતીચન્દ્રના નાગીપ્રવાહમા બાણમહસ્મરીના વાક્પૂરની ઘેરી છાયાઓ પડેલી છે પોતે જ નિજ પ્રસ્તાવોમા કહે છે તેમ ગોવર્ધન ભાઈએ સરસ્વતીચન્દ્રમા Realism ને Idealismની સમન્વયગૂથણી સાધી છે પણ એ નવલકથાનુ અન્તિમ વાર્તાવિધાન–કે ચદ્રાનુ કુમુદને ને પરણવુ કુસુમને–એ તો ગોવર્ધનભાઈની આ ગર્ભાશના નથી ભાસતી, સસારમા વારવાર બને છે એવુ સસા સાધારણ સસારચિત્ર જે અધૂરો છતાંયે સરસાઈ એ તો ઇતિહાસમાન્ય છે કે આપણા સર્વશ્રેષ્ઠ નવલકથાકાર તે ગોવર્ધનરામભાઈ અને આપણી સર્વશ્રેષ્ઠ નવલકથા તે સરસ્વતીચન્દ્ર સરસ્વતીચન્દ્ર એટલે માણુના ભસ્મરી સમુ ગુજરાતનુ ગદ્યમહાકાવ્ય

ત્હારે આપણી બીજી નવલકથા કઈ? અને ત્રીજી નવલકથા કઈ?

આપણી બીજી નવલકથા તે મણિલાલનો ગુલાબસિંહ. ઝેનોનીને આધારે ગુલાબસિંહ લખાયો છે એ સત્યવક્તા સાહિત્યાચાર્ય મણિલાલે જ કહ્યું ન હોત તો કેટલા યે વિજયરાયોને એ સાહિત્યસંશોધનને કાજે જગત્-સાહિત્યમાં ફાંફાં મારવાં પડત. એ ખરૂં છે કે ગ્રેટબ્રીટન પોતે ઝેનોનીને પોતાની સર્વોત્તમ નવલકથા કહેતું નથી; પણ બ્રીટનની એ સર્વશ્રેષ્ઠ Mystic નવલકથા તો છે જ. પ્રાણવિનિમયશાસ્ત્રી મણિલાલને ઝેનોનીની Mysticismનાં આકર્ષણો આવ્યાં હતાં. ઝેનોની ને ગુલાબસિંહમાંની Mysticism કો પાર્થિવને આદરણીય ન હોય તો તે સ્હમજાય એવું ને ક્ષન્તવ્ય છે.

અને આપણી ત્રીજી નવલકથા તે શ્રી છગનલાલ મોદીની ઈરાવતી. ડચ ભાષામાંથી ઇંગ્રેજી ભાષામાં અને ઇંગ્રેજી ભાષામાંથી ગુજરાતી ભાષામાં–એમ બે–બે ભાષાન્તરોના નવઅવતારે આવ્યા છતાં અકબરી યુગની એ નવલકથામાંનાં વાર્તારસ કે ઇતિહાસચિત્રો કે ગિરિદેશોનું પ્રકૃતિસૌન્દર્ય કે વાયુસમી સર્વવ્યાપી ગંભીર યુગવિચારણાએ ઝંખવાણાં નથી એ જ એ નવલની ઉત્કૃષ્ટતા ત્રણેક દાયકાપૂર્વે મ્હેં તો ઈરાવતીને રસભર ભણીભણાવી છે. બાણભટ્ટનાં મહાપાત્રો નવઅવતારે આવ્યે ન ઝંખવાય ને ઈરાવતી ભાષાન્તરના નવઅવતારે આવ્યે ન ઝંખવાય. કેટલાક ગ્રન્થો એવા ભાષાન્તર વિપર્યયો સહી શકે છે?

### ૩. વીસમી સદીનો કાલ

એ સહુ આપણો ૧૯મી સદીના ઉત્તરાર્ધનો નવલકથાકાલ.

પછી ૧૮૯૮માં દલપતરામ વિદેહ થયા અને આપણો સાહિત્યસૈકો પલટાયો. એ જ સાલમાં મણિલાલ ને બાળાશંકર ગયા. સ્વીડનબોર્ગના Mystic સાહિત્યજગતમાંથી માળા ને મુદ્રિકાના ભાષાન્તરનવલકથાકાર કલાપી પણ ૧૯૦૦માં દેવ થયા. અને ૧૯૦૧માં સરસ્વતીચન્દ્રના મહાન સાહિત્યયજ્ઞની પૂર્ણાહુતિ થઈ. એમ ૧૯મો સૈકો સમેટાયો ને ૨૦મા સૈકાને મારગ કોરી આપ્યો.

માનસએકાગ્રના ખડ્ગ જેવી પડે છે ને શર સમી સોંસરવી નીકળે છે. સિનેમાજગતની વસ્તુગૂંથણીની ઝડપી ઉથલપાથલો તો શ્રી ધૂમકેતુમાં યે છે, શ્રી મેઘાણીમાં યે છે, શ્રી રમણલાલમાં યે છે, શ્રી કનૈયાલાલમાં યે છે; આજના સહુ નવલકથાકારોમાં છે. પણ ખરેખાત! લોકો શું એમ જીંદગીભર દોડતા જ હશે? ગઈ કાલે નવલકથાસાહિત્યમાં વસ્તુનો વેગ–Action 'અતિધીમો હતો; આજે અતિવેગીલો છે. જીવનપલટા થાય છે; પણ જીવનપલટા રોજબરોજ થાય છે? ને ગુજરાતના મુત્સદ્દીવરો એવા કપટ-ખેલ જ ખેલ્યા કરતા? શ્રી મેઘાણીની Realism એ-બે સાહિત્ય-પરિષદો પોકારે છે એવી Vulgarism માં એટલી સરી પડતી નથી. પણ પૂછું ? શ્રી મેઘાણી–કે શ્રી રમણલાલ–ખરેખાતના Realistic છે ખરા? પચ્ચીશેક વર્ષોપૂર્વે ભાવનગરની સામળદાસ કોલેજમાં જયા-જયંતના નાટયપ્રવેશો ભજવતા મેઘાણી તો સાહિત્યે ને જીવનભાવનાએ અનન્ય આદર્શવાદી હતા; અને એમનો ભાવનાવાદ પછી સાવ ભૂંસાઈ ગયો હોય એમ એમનાં સર્જનોને કે સંગ્રહોને બોલતાં સાંભળ્યાં નથી. કોઈ પણ સાચો ગાંધીવાદી છે તે જ સ્થિતિમાં રાચનારો સ્થિતિસ્થાપક વાસ્તવવાદી હોઇ શકે નહિ. સાચો કે ખોટો, ગાંધીવાદીઓનો ભાવનાવાદ જ હોય. કોઇના લાડકવાયાની–શ્રી મેઘાણીનું એ કરુણકાવ્ય, એમની કંકાવટી, એમની રસધારાઓ, એમની વીરગાથાઓ, અને છેલ્લે છેલ્લે આજ વીરધવલને ને વસ્તુપાલતેજપાલને અપાતી એમની ઇતિહાસઅંજલિ : એ સહુ વાસ્તવવાદી છે કે ભાવનાવાદી ? શ્રી મેઘાણીને વાસ્તવવાદી કહેનારાઓ શ્રી મેઘાણીને અડધા યે ઓળખતા નથી. ગાંધીવાદી થયા એ પૂર્વેના શ્રી મેઘાણી ભાવનાવાદી છે. ખરો ઇતિહાસ તો એ છે કે શ્રી મેઘાણી ભાવનાવાદી હતા માટે ગાંધીવાદી થયા.

## ૬. શ્રી કનૈયાલાલ મુનશી

શ્રી ખબરદારે આજે ફાંધો છે એવો ઉચ્ચાર મોળેક વર્ષો પૂર્વે ભરૂચ સાહિત્યસભાના એક શરદ્દુત્સવ પ્રસંગે આ લેખકે ઉચ્ચાર્યો હતો. અને ભૂલતો ન હોઉં તો મ્હારી યે પૂર્વે મુંબઇમાંથી જૈનમંડળે અને ભાવનગરમાંથી

ઇતિહાસના પ્રોફેસર ભીડેએ પાટણની પ્રભુતા છપાઈ ત્હારે એવા સુરો ક્હાડયા હતા શ્રી ખમરદારનો આ સાહિત્યોચ્ચાર ગુર્જરગાન આજ પ્રથમ વાર્ જ સાભળતુ નથી

૧૯૨૬ ના અરસામા શ્રી કનૈયાલાને મ્હારે માથે આક્ષેપ ઢોળ્યો હતો કે 'નવીનતાથી બ્હીના આપણા કવિશિરોમણિ ન્હાનાલાલ' મુનશીઉચ્ચારેના એ અક્ષેપનો ઉત્તર વાળતા એમાનો તથ્યાશ ભરૂચના નગરમન્દિરમા મ્હે કબૂલ્યો હતો કે "સસદિયા પરિભાષામા 'નવીનો' એટલે શ્રી કનૈયાલાલ મુનશી અને એમના કલાઆદર્શોના પ્રણાલિકાપ્રજકોનો ઘોળ (નવીનોના અર્થ માટે જૂઓ સસદિયા માસિકના પરિકથન્માના ૧ દયારાકર ભટ્ટના લેખનો ઉત્તરભાગ )" શ્રી કનૈયાલાલ મુનશીના "ઘણાખરા લેખ કઇ સત્યથી, નીતિથી, ધર્મથી, પરમેશ્વરથી, પર નથી પણ કઈ એવી અનળાયડી ધૃષ્ટતામા જ એમણે ગુમાન માનેલુ છે—શા કારણે એ તો એ પોતે જ્યારે સ્હમજે—કે પોતાનો કલાઆદર્શ તો એ ભરૂચી જન પોતાના અધમ લેખો ઉપરથી જ ઉચ્ચરનાના નવનવ વર્ષથી એમણે એવી વાર્ષિક પ્રણાલિકા સ્થાપી છે કે રસભ્રષ્ટતાને રસસતા ઉચ્ચરવી" ઉદ્બોધન, પા ૧૩૫, ઇ સ ૧૯૨૬

"ખરેખર ! સસદિયા કે અસસદિયા સત્યભ્રષ્ટ ધર્મભ્રષ્ટ, નીતિભ્રષ્ટ, પરમેશ્વરભ્રષ્ટ 'નવીનો'થી હુ મ્હીઉ છુ"

"યુરોપના કે ફ્રાન્સના ઉત્તમોત્તમ હોમર, દાન્તે ગોઇથે, શેક્ષપીયર, ટોલસ્ટોય, વા ટેર, રેસિનિ, મોલિયેર, હ્યૂગો—એવા નહિ યુરોપની યે અધમતાના અનસ્મરણોની ને અપહરણોની પામરતા ગુર્જરગાનને પાઈ અનીતિમયતાના રસપાનાનમા એવાઓની સાહિત્યકૃતિઓ ને કલાઆદર્શો દેશને હડસેલે છે કલા નહિ, કલાને નામે કલાનો વ્યભિચાર રસસતા નહિ, રસસતાને નામે બીભત્સતા, સૌમનસ્ની નહિ, સૌમનસ્નીને નામે ગોમન એ એવાઓના આદર્શોનો તાત્ત્વિક રગ હોય છે"

"ગુર્જરને વિચારવાનુ એક જ મર્મરહસ્ય છે અને એ જ પ્રશ્ન શ્રી કનૈયાલાલને ને ત્હેમના પક્ષપાતીઓને પુછુ છુ, **આપણાં કલાને ને સાહિત્યને પવિત્ર રાખવાં છે કે અપવિત્ર ?**"

શ્રી કનૈયાલાલનું સાહિત્યઝરણું સૂકાયું નહિ હોય તો ઓસરી ગયું છે. એમનાં હંસ ને ગુજરાત અસ્ત પામ્યે વર્ષો વીતી ગયાં. કહે છે કે સાહિત્ય પરિષદનું સૂકાન છોડયું છે. સંસદ મૂત્રાની આળમે ડવે છે. ગ્રંથવિક્રેતાઓ વર્ષોથી બોલે છે કે રમણલાલ, ધૂમકેતુ, મેઘાણીએ મુનશીનવલોનો જમાનો ઝંખવ્યો. શ્રી કનૈયાલાલની પારિસિયણ કલાભાવના ઝીલવાની સંસ્કારી ગુજરાતે ના પાડી છે. હવે તો ગાંધીસંપ્રદાય સાથે યે છૂટછેડા થયા છે ને અખંડ ભારતનો ઉભરો યે બેત્રણેક માસથી સૂસવાતો નથી. શ્રી કનૈયાલાલ મુનશી એટલે પરાજયમૂર્તિ. કો પરાજયમૂર્તિ કનેથી જયવન્તી નવલકથાઓની ગુજરાતને આશા શી હોય?

અન્ધેરી સાહિત્ય પરિષદ પછી ગુજરાતી પત્રમાં કો મુનશીસાહિત્યકૃતિ વિશે એક લેખકે લખ્યું છે કે શ્રી કનૈયાલાલની કલાભાવના હવે સુધરી છે. પાકે ઘડે કાંઠા ચ્હડયા જાણ્યા નથી; છતાં આયુષ્યની અર્ધશતાબ્દી શ્રી કનૈયાલાલ તરી ઉતર્યા છે અને અહિંસાનાં કીધાં એવાં અન્ય મૂલ્યાંકનનાં પરિવર્તન એમનાં થયાં હોય તો બનવાજોગ છે. વિકાસ માસિક પૂછે છે કે શ્રી હેમચન્દ્રાચાર્યનું પ્રાયશ્ચિત્ત કરવાને તો શ્રી કનૈયાલાલ પાટણ ગયા નહિ હોય? શ્રી મુનશીયોજની સાહિત્યભાવના ને કલાઆદર્શમાં પુણ્યપલટો આવ્યો હોય તો ગુજરાતનાં એટલાં સદ્ભાગ્ય. ગુજરાત એટલું જ વાંછે છે કે મુનશી કલાકૃતિઓ પુણ્ય શબ્દોથી બ્હીએ છે એટલી પાપ શબ્દથી બ્હીતી થાય.

નવલકથા સાહિત્યના આવા જમાનામાં શ્રી રમણલાલ દેસાઇનાં નવલોની પરંપરા પ્રગટી. આપણા નવલકથાજગતમાં એ રમણનવલોનું સ્થાન કિયું?

૭. રમણલાલ દેસાઇ

અને ત્હારે હવે ચોકના ચોથા સ્તંભ શ્રી રમણલાલ દેસાઈ.

એ તો સ્પષ્ટ જ છે કે શ્રી રમણલાલની કે શ્રી કનૈયાલાલની કો નવલકથા સરસ્વતીચંદ્ર નથી; તેમ એ પણ સ્પષ્ટ જ છે કે શ્રી રમણલાલે કો મીનલદેવીને વ્યભિચારિણી ચીતરીને કે કો મુંજને પૃથ્વીવલ્લભ–પૃથ્વીનો વ્હાલો કહીને નવલકથાનો વ્યભિચાર સર્જ્યો નથી. એટલે આપણા નવલકથાસાહિત્યે શ્રી રમણલાલ દેસાઇનું સ્થાન ગોવર્ધનરામભાઈની પછી અને કનૈયાલાલની પહેલાં ક્યાંક છે. થાય એટલો એ સ્થાનનો નિર્ધાર નિર્ધારિયે.

રાખ્યા છે. અને એમની નવલકથાનું મોટામાં મોટું આકર્ષણ એમની આ વાતચીતની શૈલીમાં રહેલું છે.

ગોવર્ધનરામ, આપણા નવલકથાકારોમાં, એમની વિશાળ દૃષ્ટિ માટે હમેશાં યાદ રહેશે. મુનશી એમની તેજસ્વિતા માટે. શ્રી મેઘાણી એમની અનોખી વિશિષ્ટતા માટે. શ્રી રમણલાલ એમની નિર્દંશી સજ્જનતા માટે. શ્રી રમણલાલે આ યુગના પ્રશ્નો મુખ્યત્વે ઉપાડ્યા છે એ એમની લોકપ્રિયતાનું એક વધુ કારણ છે. પણ આ યુગના પ્રશ્નો લીધા છતાં એમણે આપેલાં પાત્રો માત્ર આ યુગમાં જ રહે એવાં ક્ષુલ્લક નથી. 'દિવ્યચક્ષુ' નો ધનો ભગત–માત્ર આ યુગનો નથી કે આવતા યુગનો નથી. એ દરેક યુગનો છે.

શ્રી રમણલાલ દેસાઈની વધતી જતી લોકપ્રિયતાએ ઘણાને અકળાવ્યા પણ હશે. ઘણાએ 'અમને હવે આ પ્રેમલાપ્રેમલીનું ટાયડું' ગમતું નથી એમ કહ્યું હશે. ઘણાને એમાં એકસુરીલાપણું લાગ્યું હશે. એવી ફરિયાદ પણ થઈ છે કે અસંભવદોષ એમની કૃતિઓમાં દેખાય છે. પણ એડમંડ ગોસે એક જગ્યાએ લખ્યું છે તેમ " It is a part of his charm, and it is at the same time his most whimsical habit.' વાર્તાકલા માટે તો એટલું જ કહેવું બસ છે કે અસંભવ કે અશક્ય વસ્તુઓ વાર્તામાં આવે તેથી એ દોષરૂપ નથી. જ્યારે એ અશક્ય કે અસંભવ વસ્તુ વાંચનારને પણ એવી લાગવા માંડે, ત્યારે એ દોષ બને છે. ખરી રીતે તો એ વાર્તાકલાની પરાકાષ્ઠા ગણાવી જોઈએ કે અસંભવિત વસ્તુ અસંભવિત ન લાગે એવા વાતાવરણમાં વાર્તાકાર એને મૂકી શકે છે. શ્રી રમણલાલ દેસાઈના ઘણા અસંભવ દોષ વાર્તાની રસિકતાના પ્રવાહમાં ખેંચાતા વાંચનારને ખૂંચે, એટલા બધા ઉપસી આવેલા નથી.

આપણી શ્રેષ્ઠ નવલકથાઓ હજી આંગળીને વેઢે ગણાય એટલી જ થઈ છે. શ્રી રમણલાલે પોતાના આ પ્રિય વ્યવસાયને જે શાંતિથી, અને જે સાતત્યથી સેવ્યો છે એ વસ્તુ ધન્યવાદ માગી લે છે.

શ્રી રમણલાલ ગગનવિહારી નથી પણ ભાવનાવિહારી છે. એમની નવલકથાઓમાં એમણે મૂકેલી ભાવનાઓ એ આ યુગની ભાવનાઓ છે.

'કોકિલા'નો જગદીશ આ જમાનાનું પ્રતિનિધિત્વ ધરાવે છે એ દૃષ્ટિએ ગણો તો ઠીક. શિક્ષિત મધ્યમ વર્ગમાંથી શ્રી રમણલાલે પાત્રો પસંદ કર્યાં છે અને એ પસંદગી કેટલી વાસ્તવવાદી છે એ જોવા માટે આટલું જ કહેવું બસ છે કે કોઈ પણ ઈન્ટર નામના કસ્બામાં વર્ણન સુખલાલ, જગદીશ, વિહારીલાલ, વિજયા, કોકિલા, રમેશ તમને મળી આવે. તમને લાગે કે લેખકે ચુપચુપ બેસીને એમને ગંજીફા રમતા કે ચા પીતા પકડી પાડ્યા છે—અને પછી એમણે જે જે જોયું ને જે જે બોલ્યા તે સઘળું એમણે કાગળમાં ઉતારી લીધું છે. અત્યારના ભાવનાશીલ જુવાનો, અતિ ઉત્સાહી કાર્યકર્તાઓ, સાધુઓ, ગરવી ગુજરાતણો, ચાલાક વણિકો, બ્રિફલેસ બેરિસ્ટરો, ડૉક્ટરો, મજૂરનેતાઓ તથા વિદ્યાર્થીઓ—અનેક પ્રકારના સમૂહોમાંથી શ્રી રમણલાલે પોતાના પાત્રો લીધેલા છે. આ યુગનું પ્રતિનિધિત્વ જેટલું એમણે રજૂ કર્યું છે—અને જે રીતે રજૂ કર્યું છે—તેવી મનોહર શૈલીમાં ભાગ્યે જ બીજા કોઈએ રજૂ કર્યું હશે. શ્રી વિશ્વનાથ ભટ્ટ એમને આ યુગના સાચા પ્રતિનિધિ ગણતા છે. સંભવ છે કે શ્રી રમણલાલ દેસાઈ પોતાની નવલકથાઓમાં હજી એવા અગત્યના પ્રશ્નો ગૂંથે કે દુનિયાના સાહિત્ય-ઇતિહાસમાં જેમ અત્યારે નવલકથાએ એક વિશિષ્ટ સ્થાન મેળવ્યું ને પ્રાપ્ત કર્યું છે ને જીવનના દૃષ્ટિકોણ ઘડવામાં મુખ્ય ફાળો આપ્યો છે તેમ ગુજરાતી નવલકથાઓ પણ કરે. અને શ્રી રમણલાલની મનોહર શૈલી અનેક ગુજરાતીઓના જીવનઘડતરમાં અગત્યનો ભાગ ભજવી, સાહિત્યકાર પણ રાષ્ટ્રવિધાનનું એક પ્રધાન અંગ છે એ સિદ્ધ કરે.

એમનો આ સુવર્ણમહોત્સવ એક ગુજરાતી નવલકથાકાર તરીકે ઉજવાય છે. મણિમહોત્સવ વિશ્વસાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરનાર એક મહાન ગુજરાતી નવલકથાકાર તરીકેના વધુ યશસ્વી જીવન માટે હો.

પ્રા. અનંતરાય મ. રાવળ

# શ્રી રમણલાલની સેવા

સત્તર વરસ પહેલાંની વાત છે. ઉનાળાની રજા બાદ નિશાળ ઊઘડતાં શિક્ષકે અમે રજામાં બહારનાં ક્યાં ક્યાં પુસ્તકો વાંચ્યાં હતાં તે વિશે પૂછ્યું. મારી પાસેના વિદ્યાર્થીએ તરત જ કહ્યું, 'સાહેબ, 'કાળરાત્રિનું ખૂની ખંજર', અને શિક્ષકે સંમતિસૂચક ડોકું હલાવી કહ્યું 'હા, એ સરસ ચોપડી છે'. આ વાત સંભારવાનું અત્ર પ્રયોજન એ બતાવવાનું છે કે બે દાયકા પહેલાં લોકો મોટે ભાગે રંજન અને વાર્તારસ ચૂસતા 'કાળરાત્રિનું ખૂની ખંજર', 'વિશ્વમોહિની', 'પ્રેમઘેલી પન્ના' ને 'મુંબઈની શેઠાણી' જેવી અને સ્વ. નારાયણ ઠક્કુર જેવાની ઐતિહાસિક નવલકથાઓમાંથી. પછી રા. મુનશીની નવલોએ એ આકર્ષણ ઓછું કર્યું, અને કલાત્મક નવલકથાઓના સારા નમૂના પૂરા પાડ્યા. પણ મુનશીની નવલો સાહિત્યસમાજની અમુક કક્ષાથી નીચેના વાંચકો સુધી બહોળા પ્રમાણમાં પહોંચી શકી નહિ; એમને માટે એ જરાક ભારે હતી. શાળા ને કૉલેજોના વિદ્યાર્થીઓ, ચારપાંચ ચોપડી ભણેલી ગુજરાતણો, વેપારીઓ ને કારકુનો, સાક્ષરો ને પેન્શનર વૃદ્ધો એમ લગભગ આબાલવૃદ્ધ આખા ગુજરાતી સમુદાય સુધી પહોંચવાનું અને તે સૌને સારું જલદી પચી જાય એવું ભાવતું ભોજન પીરસવાનું કામ તો કર્યું છે ર. રમણલાલની નવલકથાઓએ. પુસ્તકાલયોની રજિસ્ટરો-ને પૂછ્યું હોય તો તેઓ અવશ્ય બોલી ઊઠશે કે રમણલાલ દેસાઈની નવલકથાઓ જ અત્યારે બહોળા વર્ગના હાથમાં જાય છે ને વધુ પ્રમાણમાં એમ વંચાય છે. એમાં ય ખાસ કરીને આપણા અગ્રગણ્ય નવલકથાકાર ર.

મુનશીએ નવલકથા પરથી નાટક પર નજર દોડાવી તે તરફ કલમને વાળી તેવે વખતે એવી જ શિષ્ટ અને કલાત્મક નવલકથાઓ, અને તેમાં ય ખાસ કરીને સામાજિક–મુનશીએ પણ સામાજિકને મુકાબલે ઐતિહાસિક નવલકથાની ઉપાસના વિશેષ કરી હતી. એટલે સામાજિક નવલકથાનું સાહિત્યદૃષ્ટિએ ગણનાપાત્ર લેખવા જેવું સાહિત્ય આપણે ત્યાં ઓછું હતું તેવે વખતે સામાજિક–નવલકથાઓ સારી એવી સંખ્યામાં લખી આપી ર. રમણલાલે એની ખોટ ઘણે અંશે પૂરી પાડી છે. અને ગુજરાતના બહોળા આમ સમુદાયની વાર્તાભૂખ તે ઉત્તેજાય ને સંસ્કારાય એવી રીતે શમાવી ગુજરાતને રંજન પૂરું પાડ્યું છે. આ તેમની સેવા નાનીસૂની ગણાય તેવી નથી.

એમણે રંજન પૂરું પાડ્યું છે પણ તે શિષ્ટ રંજન છે. એમની નવલોમાં પ્રણયકથા ને શૃંગાર આવી તેમને રસિક બનાવી જાય છે. પણ એ શૃંગાર અપરસ ગણાય એવો કે હલકી કોટિનો ક્યારે ય બનતો નથી. ભેદ, અકસ્માત, આગ, લૂંટ, મારામારી જેવા બનાવો એમાં હોય છે, પણ તે નાટકી કે અસ્વાભાવિક લાગે તેટલા પ્રમાણમાં ને તેવા નથી હોતા. એમની કથાઓમાં કલા હોય છે, પણ, એમણે પોતે કહ્યું છે તેમ છતાંય, ક્યાંય નિર્હેતુક કલાની પૂજા નથી; એની સાથે કોઈ શુભાશયી ઉદ્દેશ વણાયેલો હોય છે જ. એવો ઉદ્દેશ હોવા છતાં ક્યાંય પાદરીશાઈ સીધો બોધ નથી હોતો. ટૂંકામાં, રમણલાલની નવલકથાઓને શિષ્ટ સાહિત્ય ગણતાં સૂગાળવો (high-brow) સાક્ષર સાહિત્યકાર પણ જેને લીધે અચકાય નહિ તેવાં ગુણલક્ષણોથી એ અંકિત છે. એમાં વસ્તુનું પાંખાપણું ઘણીવાર આવી જતું હશે, વ્યવસાયી નોકરીમાંથી અવકાશ મળે તેમ તેમ લખાતી હોવાથી તેમાં પ્રથમાર્ધ ધીરી ગતિવાળો ને દ્વિતીયાર્ધ ઉતાવળે આટોપેલો લાગે એવું કેટલીકવાર બનતું હશે, અને અન્તમાં કોઈ પાત્ર લટકતું રહી જતું હશે. શોધવા માગનાર તેમની નવલોમાંથી આવી નાનીમોટી ખામીઓ ભલે શોધી શકે, પણ સાદ્યન્ત આખા રસભેર વાંચી જવાય એવી તો રમણલાલની નવલો રસીલી બની છે જ એ ન ભૂલવું જોઈએ. અને એ હકીકતને ય એના જમાપાસામાં નોંધવી પડે એવી છે.

વળી નવલકથાઓ દ્વારા આમ એકલું શિષ્ટ રંજન જ ર. રમણલાલે પૂરું પાડ્યું છે એમ નથી. છેલ્લા દોઢબે દાયકાના, વિકસતા જતા ગુજરાતની

આ ચીતરવાનો પણ એમણે એમાં સફળ ગણી શકાય એવો પ્રયાસ કર્યો છે. એમની કેટલીક નવલકથાઓની પ્રસ્તાવનામાં શબ્દોમાં સ્પષ્ટ રીતે વ્યક્ત થએલા એમના ગુર્જરપ્રેમે એમને ઘડાતા ગુજરાતની સામાજિક, રાષ્ટ્રીય આકાંક્ષાઓ, પ્રવૃત્તિઓ ને પરાક્રમગાથા પ્રત્યે પૂરેપૂરા સમભાવી બનાવ્યા છે. સત્યાગ્રહપ્રવૃત્તિ, સમાજસુધારો, અહિંસક સત્યાગ્રહ, અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામસેવા, સમાજવાદી વિચારસરણિ અને કાર્યરીતિ જેવા વર્તમાન ગુજરાતમાં ક્ષોભ ને ચેતન જગાવી જતા આંદોલનો ને પ્રવૃત્તિઓને પોતાની નવલોમાં વણી તેમાં શ્રી રમણલાલે પોતાનો એવો સમભાવ જ દર્શાવ્યો છે. નવલકથાવાચનને માથે એક આક્ષેપ એ હોય છે કે એ કેટલીક વાર શરાબી વાચન બની જઈ કર્તવ્યવિમુખ, માંદો, અવાસ્તવિકતાનો ને કલ્પનાનો જ રસ જગાવે છે. શ્રી રમણલાલની નવલોએ તેના વાચકોને આવા વર્તમાન પ્રશ્નોને વિચારવા–સમજવા–ઉકેલવા તરફ વાળવાનું સુકૃત્ય કરી, તેમજ જગદીશ, કિરીટ, અરુણ, અશ્વિન જેવા ગુજરાતની આશારૂપ તેજસ્વી ભાવનાશાળી યુવકો અને યુવતીઓને એવા પ્રશ્નોનો સક્રિય પ્રવૃત્તિથી ઉકેલ લાવવા મથતા ચીતરી, આ આક્ષેપને પોતા પૂરતો તો નિર્મૂળ બનાવ્યો છે. લોકસમૂહનું માનસ તો એવું હોય છે કે એવા પ્રશ્નોની સમાજસુધારકો, ચિન્તકો કે રાજદ્વારી નેતાઓ વડે થતી સીધી ચર્ચા વિચારણા કે પ્રવૃત્તિ કરતાં આવી રસાભિષિક્ત વાર્તાઓ દ્વારા થતું તેનું નિરૂપણ તેમના પર વધુ અસર કરે છે. કાન્તાસંમિત ઉપદેશ કરવાનું કામ જૂના વખતમાં કવિતાનું ગણાતું; આજના યુગમાં તો વાર્તા ને નવલકથાનું કલ્પન (fiction) સાહિત્ય જ એ કાર્ય કરે છે. આ રીતે વર્તમાન ગુજરાતને ને ગુજરાતની જુવાનીને જે જોઈએ તે તેને આપી રમણલાલ ગાંધીજીના ને પ્રગતિશીલ યુગબળોના એક સારા પ્રચારક પણ બન્યા છે, જેને એમની એક ઉલ્લેખયોગ્ય સેવા અવશ્ય ગણવી જોઈશે.

આવી નવલકથાઓ લોકપ્રિય બન્યા વિના રહે નહિ એ વસ્તુ નવી નથી. એણે તો નવલકથાનું વાચન વધાર્યું અને પ્રતિષ્ઠા આપી તેની ખપત વધારી અને પ્રકાશકોને નવલકથાના પ્રકાશન તરફ વાળ્યા. મેઘાણી, ધૂમકેતુ, ગુણવંતરાય જેવા સાહિત્યના અન્ય ક્ષેત્રમાં રમતા લેખકોમાં 'ત્યારે તો

આપણે ય નવલકથા લખીએ એવા મનોરથ પ્રગટ્યા તે અને ગ્ના ય ડાગના જુવાનોના નવલ-થાતખનના મૈમાગ્પ્રયામોમા રમણલાલ-થાની જ રૈની ભાત છે ત, એ ને પ્રતીત પણ ન રમણલાલ નવલ-થા માટે કેવી હવા તૈયાર રી છે અને કેવી અસર રી છે ન ગતાવે છે

ને આ બધુ રમણલાલે ર્યુ છે નોકરીની નામગીરી ન જ લા વચ્ચે, એ એમનો જન્મજાત સાહિત્યપ્રેમ બતાવે છે આમ તો નવલ થા ઉપરાંત એમણે નાટકો, વાર્તાઓ નિબંધો ને અભ્યાસલેખો ઉપરાંત તેમજ સાહિત્ય વિવેચનના ક્ષેત્રમા ગણનાપાત્ર કાર્ય ર્યું છે જે એમની સાહિત્યમરાની નિપુણતા બતાવે છે પણ એ બધામા એમનો મુખ્ય ફાળો તો નવલ-થાનો જ ગણાશે, અને નવલકથાકાર તરીકે જ સૌપકૈના તે સભાગવાના એ ચોક્કસ છે નવલકથાએ પણ કમાઉ દીકરા જેવી તેમની સેવા ઓછી નથી રી સેવાનો બદલો મળ્યા વગર આખરે તો રહેતો નથી ગુજરાત સેન્દ્ર નથી રા રમણલાલને પચાસ વર્ષ પૂરા થતા તેમના પ્રશસકો તેમની સેવાને સભારીને તેની કદર રે છે એમના વનપ્રવેશને પ્રસગે એમની વનની યાત્રામા

યાત્રા હજો શુભમુખી તમ ઊર્ધ્વગામી

એ તેમના પ્રિય કવિની એક પંક્તિ ટાકીને આ ગ્રથના લેખકોને અને ત્યાના વક્તાઓને શતકંઠે નીકળતા સૂરમા મારો અદનો સૂર પુરાવતા મને આનદ થાય છે



પ્રા. નવલરામ જ. ત્રિવેદી

# ગ્રામલક્ષ્મી

શરૂઆતમાં જ સ્પષ્ટ કરી નાખું છું કે આ લખાણ મારા એક સમ વ્યવસાયી અને સમવયસ્ક ભાઈ વિજયરાય વૈદ્ય જેને વાતચીતી અને બેફિકરી સ્વરૂપ કહે છે તે પ્રકારનું છે

ઠીક, ત્યારે, આ નવલકથાના નામ વિષે જાણવા જેવું છે કે શ્રી મુનશીજીએ તેમના પુસ્તક 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર'માં તેને 'ગ્રામ્યમાતા' કહ્યું છે. શાથી વારુ? કલાપીના કાવ્ય 'ગ્રામ્યમાતા' ઉપરથી હશે? આથી આ લખનારે તો આનંદવું જોઈએ કે તેના પુસ્તક (અવયવ સંપાદિત) 'ગ્રામમાતા અને બીજાં કાવ્યો'ની આમ આગાહી કરવામાં આવી છે.

ગુજરાતી સાહિત્યમાં સૌથી લાંબી નવલકથા 'સરસ્વતીચંદ્ર' છે. તેના ચાર ભાગની સાથે 'નીલમ અને માણેક'ના આઠ ભાગ કે 'કુંદન અને કુસુમ'ના સાત ભાગ માત્ર લંબાઈમાં પણ ઊભા રહી શકે તેમ નથી. પણ 'ગ્રામલક્ષ્મી' તેની સાથે ઊભી રહી શકે છે. 'ગ્રામલક્ષ્મી'ના ચાર ભાગને સરસ્વતીચંદ્રની જોડે ઊભા રાખતાં બે બાબતો તરફ ધ્યાન ખેંચાયા વિના રહેતું નથી. સરસ્વતીચંદ્રની મંડળી (મહારાષ્ટ્રીય મિત્રોનો શબ્દ વાપરી નાખ્યો છે) ઊંચી છે અને જાડી પણ છે આ બને—સરસ્વતીચંદ્ર અને ગ્રામલક્ષ્મી—પાસે પાસે ઊભેલાં પતિપત્ની જેવાં લાગે છે—નામમાં અને રૂપમાં

એમ નહિ જ બને તેમ કહી શકાય નહિ. કોઈ પુરાણપ્રિય વિવેચક તેને ગ્રામોદ્ધાર સર્વસંગ્રહ ઉર્ફે ગ્રામપુરાણ કહે, તો વળી કોઈ અન્ય તેને 'ગ્રામજીવનનું અથવા ગાંધીયુગનું મહાકાવ્ય' કહેવાનું દુ:સાહસ પણ ખેડે. આપણે તો માત્ર હજુ સુધી એવું બન્યું નથી તે માટેનો સંતોષ પ્રકટ કરીને જ શ્રી રમણલાલની સાથે આગળ ચાલીશું: "કલાવિધાનની કસોટીએ 'ગ્રામલક્ષ્મી'નું સ્થાન ઊંચું લાગે જ હોય" (ભાગ–૨). વિશુદ્ધ માનસિક આનંદને કલાની કસોટી તરીકે સ્વીકારવામાં આવતો હોય તો જાતઅનુભવથી હું કહી શકું છું કે 'ગ્રામલક્ષ્મી'માં ઊંચી કલા છે.

'અત્યંત લંબાણવાળી વાર્તા વાંચવી ગમે નહિ, એવો મારો જાત અનુભવ છતાં, હું નિરુપાયે 'ગ્રામલક્ષ્મી'ને મધ્ય વિસ્તારી રહ્યો છું." (ભાગ–૩) "'ગ્રામલક્ષ્મી' જેવી લંબાણભરી કથામાં નવલકથાનાં તત્ત્વો ચૂંથાઈ ગયાં હોય એ શક્ય છે. અતિશય લંબાણ એ જ એક કલાવિરોધી તત્ત્વ બની જાય. પાત્રોની સંખ્યા વાચકોને મૂંઝવણમાં નાખતી હોય તો એમાં નવાઈ નથી. અને એ પાત્રોની ગ્રામજીવનમાં રમાયલી રમત આશ્ચર્ય કે ચમત્કાર ઉત્પન્ન ન કરે એવી ન હોવાથી વાર્તા રસહીન બનવાનો પણ સંભવ હું સ્વીકારું છું." (ભાગ–૪)

માત્ર લંબાણ હોવાનું વિરોધી તત્ત્વ નથી. કવાયમાં સપ્રમાણતા જોઈએ. કોઈ માણસની લંબાઈ ૬–૬॥ થી વધારે થઈ ૭–૮ સુધી પહોંચે તો તેને કોઈ સુંદર કહે નહિ, બને તે એ લંબાઈનો નમૂનો ગણાય. પરંતુ માણસની લંબાઈ કરોડો દૃષ્ટાંતોથી નિશ્ચિત થયેલી છે. પણ નવલકથામાં એવું નથી. ગુજરાતી નવલકથાસાહિત્યના કુતુબમિનાર સરસ્વતીચંદ્રની લંબાઈ તેની મહત્તાનું એક મુખ્ય કારણ છે. તેમાં યે તો ચોથો ભાગ! નાની નાની નવલોની વચ્ચે તેને કોઈ પુસ્તકાલયના કબાટમાં હું ગોઠવાયેલો જોઉં છું ત્યારે પાડા, ઘોડા, ગાડી અને ઊંટની સવારીમાં ચાલતા રાજહાથી જેવો તે મને લાગે છે.

એટલે લઘુવૃત્તિનું દંડ નિશ્ચિત નથી. અસામાન્ય કદ સુંદરતાને બાધ બનાવે છે. પરંતુ શ્રી રમણલાલ વિવેચકોને આ પ્રમાણે તૈયાર સામગ્રી પૂરી

પાડે છે તે મને ગમતું નથી. લેખકની આ નમ્રતાથી વિવેચકોને તડાકો પડે છે. એક પણ પાનું ઉથલાવ્યા વિના જ 'નવલકથા અત્યંત લાંબી હોઈ સામાન્ય વાચકોને સ્વાભાવિક રીતે જ કંટાળો આપશે', 'કલાતત્ત્વ સચવાયું નથી', વગેરે વગેરે વજનદાર અભિપ્રાયો વિવેચકો આપી શકે છે. શ્રી રમણલાલ અન્ય કેટલાક લેખકોની માફક હવે સમજી ગયા છે અને સામા પક્ષને દારૂગોળો પૂરો પાડવાનું હવે તેમણે બંધ પાડ્યું છે તે નોંધતાં સંતોષ થાય છે. અમારી લેખકને સલાહ છે કે તેમણે હવે પછી જો પ્રસ્તાવનાઓ લખવી જ હોય તો આમ લખવું: 'નવલકથા અત્યંત લાંબી થઈ જવા છતાં તેમાં કલાતત્ત્વ ચૂકાય નહિ તેની કાળજી રાખવામાં આવી છે, એ દરેક બુદ્ધિશાળી વાચક જોઈ શકશે' વગેરે. અસ્તુ.

શ્રી મણિલાલ ગોકળભાઈ નાણાવટીની સૂચનાથી લેખક આ નવલકથા લખવા પ્રેરાયા હતા. તેમનું વતન ગુજરાતનું એક ગામડું છે અને તેમણે વર્ષો સુધી મહેસૂલી ખાતામાં નોકરી કરી છે એટલે ગામડાંનો તેમનો પ્રત્યક્ષ અને ગાઢ પરિચય છે. એને જ કદાચ, ગામડામાં મનુષ્યના જેટલું જ પશુનું મહત્ત્વ છે એમ માની, તેમણે રંગીન આખલાનું પાત્ર અહીં દાખલ કર્યું છે.

'ગ્રામલક્ષ્મી'માં ગામડાંનો ઉદ્ધાર કરવા માટે ત્રણ રીતો રજૂ કરવામાં આવી છે: ગાંધીજીની, સરકારની અને સામ્યવાદની. એમાં કઈ સારી છે તેનો નિર્ણય કરવાનું વાચકોના ઉપર છોડી દેવામાં આવ્યું છે. ગામડાંના દોષો, અજ્ઞાન, ગંદકી, ગરીબાઈ અને કુસંપ દૂર કરવા માટે ઉપર કહેલા ત્રણે માર્ગો લેખકે નવલકથામાં મૂક્યા છે, અને એકેની તરફેણમાં પ્રગટ રીતે અભિપ્રાય દર્શાવ્યો નથી. છતાં ખરી રીતે તેમણે એક જ માર્ગ બતાવ્યો છે એમ કહી શકાય; કારણ ગાંધીજીની રીત સિવાયના બીજા બે પક્ષોની લેખક જાણે મશ્કરી કરતા હોય એમ લાગે છે. સામ્યવાદ દર્શાવવા માટે તેમણે એક જ પાત્ર મૂક્યું છે; પરંતુ આ એક પાત્ર ચંદ્રાનન, વાતો કરવા સિવાય, અને સરકારના માણસો ખરાબ કામો અને વાતો કરવા સિવાય બીજું કંઈ કરતા નથી. પરંતુ ગાંધીજીની સલાહ પ્રમાણે ચાલનાર અશ્વિન અને તેનું મંડળ ઉપયોગી કામોમાં લાગી રહેલું દેખાય છે.

તે પરથી લેખક આડકતરી રીતે સૂચવવા માગતા લાગે છે કે સાચો માર્ગ ગાંધીજીનો છે. તેને આચરનાર અશ્વિન આ વાર્તાનો નાયક છે. તેણે યુનિવર્સિટીની એન્જિનિયરિંગની પદવી લીધી છે, પણ તેને સરકારી નોકરી મળતી નથી. છેવટે ખાનગી નોકરી મળે છે ત્યારે તે સ્વીકારતો નથી, અને ગ્રામોદ્ધારનો પ્રશ્ન હાથ ધરે છે. આમાં તેની પત્ની કુસુમ, તેનાં માબાપ, તેનો મિત્ર મહેરૂ તથા રામા પટેલ વગેરે તેને મદદ કરે છે. ગ્રામોદ્ધાર માટે બૌદ્ધિક કેળવણીની જરૂર લેખક સ્વીકારતા લાગે છે. નહિ તો, આ પ્રશ્ન હાથમાં લેવા તેમણે શા માટે અશ્વિન જેવા ગ્રૅજ્યુએટને જ પસંદ કર્યો ? પણ તે ગામડિયો જ બની ગ્રામોદ્ધારની શરૂઆત કરે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

અશ્વિન અને તેના મંડળના પરિશ્રમને પરિણામે ગામડામાં સંપ, સ્વાશ્રય, સ્વચ્છતા અને જ્ઞાનનો ઉદય થાય છે. એવામાં તેને, પરાધીન દેશમાં પ્રજાસેવકોને લલાટે લખાયેલ, કેદ મળે છે; પણ તેની પત્ની અને તેના મિત્રો તેનું કામ આગળ ચલાવે છે, અને એ રીતે લેખક નવલકથાનો સુખી અંત આણે છે.

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' માં એમ બતાવવા પ્રયત્ન કર્યો છે, કે બુદ્ધિશાળી યુવકો દેશસેવા પ્રત્યે, વિશાળ જનહિત પ્રત્યે ખેંચાય એ જ જરૂરનું છે. અને, આને સારુ તે સેવક અસગ્ન જીવન ગુજારનો હોવો જોઈએ, એવું કંઈ જરૂરનું નથી.

આમ ગૃહસ્થ હોઈ ગ્રામ કે દેશસેવા કરવાનો જે આદર્શ ગોવર્ધનરામે રજૂ કર્યો હતો, અને ગાંધીજીએ જેને આગળ ધપાવ્યો, તે જ આ નવલકથામાં પણ નજરે પડે છે. ગામડું સ્વાવલંબી બને, અને એમાંથી જ એનો ઉદ્ધારક પેદા થાય, એ મુખ્ય ધ્વનિ આમાં છે. અને ગ્રામઉદ્યોગો, સમદ-ભેની, તથા સ્વચ્છતા, આરોગ્ય અને શિક્ષણ ઉપર ભાર મૂકવો છે. અને તે માટે ગાંધીજીએ મુશ્કેલીઓમાંથી પાર ઊતરવા માટે ત્યાગ, અહિંસા, સત્ય અને અભયનો જે માર્ગ બતાવ્યો છે તે લેખકે અહીં ઉતાર્યો છે.

પરંતુ આ નવલકથામાં શ્રી રમણલાલની બીજી નવલકથાઓની જેમ એક વસ્તુ દેખાય છે, અને તે 'ધર્મભ' નો અભાવ. બીજાં ઘણાં પાત્રો મુખ્ય પાત્રો

અનુકૂળ જ મળે છે. ક્યાંય ખાસ વર્ણન નહિ, ઉચાટ નહિ! કોઈ ગણનાપાત્ર વિરોધ ન કરે, કોઈ નડે તેવી આડખીલી ઊભી ન કરે. ઉપરાંત કોઈને કશાયે આર્થિક મુશ્કેલી પણ ઊભી થતી નથી.

આ ઉપરાંત પ્રેમનો ત્રિકોણ પણ આમાં છે, અને તે બેવડો ત્રિકોણ છે. તેનો ઉકેલ પોતાની બીજી નવલકથાઓની જેમ જ અહીં પણ લેખકે સ્થૂળ પ્રેમ અને સૂક્ષ્મ પ્રેમ દ્વારા બતાવ્યો છે. એટલે પરણે એકને, અને પ્રેમ કરે બીજાને. આની મૂળ જવાબદારી ગોવર્ધનરામની છે. કદાચ પુરુષ બહુપત્નીત્વવાળા માનસનો લોભ છે એ માન્યતા અહીં સૂક્ષ્મ સ્વરૂપે કામ કરી રહી હોય.

ગોવર્ધનરામ, શ્રી ન્હાનાલાલ અને શ્રી રમણલાલના સૂક્ષ્મ પ્રેમમાં એ રીતે ભેદ છે કે એના ઉદ્ભવનાં કારણો જુદાં છે, પણ દરેકની કક્ષા લગભગ એકસરખી છે. શ્રી રમણલાલની નવલકથામાં સામાન્ય રીતે એક રહસ્યમય પાત્ર આવે છે અને મોટે ભાગે તે સાધુ હોય છે. તેવો 'બાવો' અહીં પણ દેખાય છે. પણ અન્ય નવલકથાઓમાં છેવટે સાધુનું જીવન ખુલ્લું પાડી ચમત્કાર સમજાવવામાં આવે છે તેમ અહીં થતું નથી. અહીં તો છેવટ સુધી તેનું જીવન રહસ્યમય જ રહે છે.

શ્રી રમણલાલની નવલકથાઓમાં આપણને તેમની ગુના તરફની દૃષ્ટિ જોવા મળે છે. તેઓ એમ કહેવા માગતા લાગે છે કે વ્યક્તિના ગુનાઓ અને દોષો માટે તે વ્યક્તિ જવાબદાર નથી, પણ સમાજ વિશેષ જવાબદાર છે. એ રીતે તેઓ ગુનેગાર પ્રત્યે સમભાવ જગાડવા મથે છે.

વાસ્તવિક જીવનમાં જે ઘર્ષણો અને અથડામણો આવે છે તેનું આ નવલકથામાં ન હોવાથી તે પૂરી પ્રતીતિકર નથી લાગતી. જ્યાં ત્યાં સ્નેહનું સિંચન વધારે પડતું દેખાય છે. વાર્તામાં પ્રશ્નો જે સરળતાથી ઉકલી જાય છે તેમ જીવનમાં શક્ય લાગતું નથી. પરંતુ એકંદરે વિચાર કરતાં લેખકનું દૃષ્ટિબિંદુ સાચું છે, એમ લાગ્યા વિના રહેતું નથી. જીવનમાં ભલે અત્યારે નથી, પણ છેવટે તો જોઈએ પ્રેમનું જ રાજ્ય. ન્યાય, નીતિ, સમાજ, રૂઢિ એ મગરૂર હાકેમો ભલે નાનાં નાનાં રાજ્યો સ્થાપી અત્યારે સ્વચ્છંદે મહાલતા દેખાય, પણ છેવટે તો પરમ પ્રેમ પરબ્રહ્મના ચક્રવર્તીપણા નીચે આવી તેમણે પોતાનાં નાનાં રાજ્યો અને જુલમી સત્તાનો ત્યાગ કરવો જ પડશે.

In all the relations of life, however intimate friendly and simple flattery and praise are as indispensable as the oil which greases a machine and makes it work

આપણે ત્યાં પણ શ્રી રમણલાલથી બીજે નંબરે આવા ઊંડા અનુભવના ઉચ્ચારણો રજૂ કરવાની હોંસ શ્રી ધૂમકેતુને છે કવિ શ્રી નાનાલાલ તો આવા વિધાનોને જ પોતાની કૃતિનું લક્ષ્ય બનાવે છે એટલે એમને તો અહીં માત્ર સંભારવાના જ હોય "પારકા જણ્યા" માં શ્રી ઉમાશંકર જોષી પણ અસાધારણ ઢબે ચાબુક મારી નાખવાનો લોભ, ગમે તે એ હાનિકારક નિવડવાનો હોય છતાં ક્યારેક દાબી શક્યા નથી અને શ્રી રામનારાયણ પાઠક, જેમનો સાવધતામાં જોટો જડવો મુશ્કેલ છે તેમની તાજી જ લખાયેલી એક વાર્તામાં મેં આ વૃત્તિને જોર કરતી જોઈ છે

આ વૃત્તિ સ્વાભાવિક છે ને લેખક પણ માણસ જ છે એ વાતની યાદ વારંવાર તાજી કરે છે સુરુચિ કે રસપોષણને માટે એને દાબી નાખવાનું વિવેકવિચક્ષણ ને પોતાના અહમના સાક્ષીરૂપ એવા લેખકને સૂઝે તો ખરું, પણ ઘણીવાર લેખક નામનો માણસ ગમે તેવો વિવેકભાનવાળો ને વિચક્ષણ હોય તો યે અહમનો જ વિજય થવા દે છે ને પછી એ વિજય તે વિજય નથી એમ દર્શાવવાની ખટપટમાં ચતુરાઈ ખરચે છે છતાં માનું કે કેટલાક સ્થાનોમાં અહમને વશ વર્તવા માટે નહિ પણ સર્જનાર તરીકેનું પોતાનું કર્તવ્ય અદા કરવા માટે પોતા તરફથી કંઈક સીધેસીધું કહેવાની લેખકને ફરજ પડતી હોય શ્રી પાઠકની પેલી વાર્તામાં ને ટૉલ્સ્ટૉયના કેટલાક કથનોમાં લેખકની આવી કર્તવ્યપરાયણતાનું દર્શન મને થયું છે ખરી વાત તો એ છે કે આવા ઉચ્ચારણો વાચકના ચિત્તમાં સ્ફુરી રહે એ જ કલાસર્જનની સાર્થકતા છે કલામાં સતત અંતર્દર્શન અભિપ્રેત છે જ માત્ર એ દર્શન સ્થાને હોવું જોઈએ. કલાકારની સભાનતાને માટે અવકાશ રાખી સ્વયંભૂ રહેવું જોઈએ ને કલામાં એ અંતર્હિત રહી શકે ત્યાં સુધી કલા પર એનો અધ્યારોપ ન થવો જોઈએ

આ લેખના ટૂંકા અવકાશમાં માત્ર વિધાનને પુરવાર કરતાં અવતરણો માટે સ્થાન નથી પણ શ્રી રમણલાલની કૃતિઓ મથી જ કાઢી નાખવા સરખી નથી હોતી જ્યાં એ સ્થાને હોય છે એટલે કે જ્યાં એની અપેક્ષા રહે છે ત્યાં એ મોજે ઊઠે પાણી ઉડે છે ગંભીર જીવનબોધ કરતા હાસ્ય કે વ્યંગમાં રમણલાલ વધુ સફળ દીસે છે તેમની યે ભાવનાઓ એમને લીધે સ્પષ્ટ થઈ છે કેટલાયે પ્રશ્નોપર એમણે વિચાર અને ભાવનાનો પ્રકાશ ફેંક્યો છે અને ગુજરાતી જીવનના સમગ્ર કે નિર્બળ સ્થાનોને નિર્દેશી બતાવ્યાં છે આ જ પ્રવૃત્તિદ્વારા ગુજરાતને રસિક પ્રણય ના શીખવનારા પણ શ્રી રમણલાલે પોતાનો હિસ્સો આપ્યો છે આ પ્રવૃત્તિ સાચે જ એક વિશિષ્ટ શક્તિનું પરિણામ છે એ શક્તિદ્વારા જીવનનો કોઈ વિશિષ્ટ અને સમ્યક્ દૃષ્ટિકોણ પ્રગટે એ અર્થે એમની કલા આથીયે વધુ બળવાન સમૃદ્ધિવાન અને તેજસ્વી બનો.



આ લેખના ટૂંકા અવકાશમાં મારા વિધાનને પુષ્ટ કરતાં અવતરણો માટે સ્થાન નથી પણ શ્રી રમણલાલની વ્યાપ્તિઓ અવી જ કાઢી નાખવા સરખી નથી હોતી. જ્યાં એ સ્થાને હોય છે, એટલે કે જ્યાં એની અપેક્ષા રહે છે ત્યાં એ સોળે કળાએ ખીલી ઉઠે છે. ગંભીર જીવનબોધ કરતાં હાસ્ય કે કટાક્ષમાં રમણલાલ વધુ સફળ દિસે છે. કેટલી યે ભાવનાઓ એમને લીધે સ્પષ્ટ થઈ છે. કેટલા યે પ્રશ્નોપર એમણે વ્યવહાર અને ભાવનાનો પ્રકાશ ફેંક્યો છે અને ગુજરાતી જીવનનાં સબળ કે નિર્બળ સ્થાનોને નિર્દેશી બતાવ્યાં છે. આ જ પ્રવૃત્તિદ્વારા ગુજરાતને રસિક પ્રણયકલા શીખવવામાં પણ શ્રી રમણલાલે પોતાનો હિસ્સો આપ્યો છે. આ પ્રવૃત્તિ સાચે જ, એક વિશિષ્ટ શક્તિનું પરિણામ છે. એ શક્તિદ્વારા જીવનનો કોઈ વિશિષ્ટ અને સમ્યક્ દૃષ્ટિકોણ પ્રગટે એ અર્થે એમની કલા આથી ય વધુ બળવાન, સમૃદ્ધિવાન અને તેજસ્વી બનો.

આ તેમના દૃષ્ટાન્તસંગ્રહમાં માત્ર વિચારોને પુષ્ટ કરતા અવતરણો માટે સ્થાન નથી પણ શ્રી રમણભાઈની વ્યાપ્તિઓ ત્યાં જ નહીં નાખવા સરખી નથી હોતી જ્યાં એ સ્થાને હોય છે, એટલે કે જ્યાં એની અપેક્ષા રહે છે ત્યાં એ મોજે આવીએ ખીલી ઊઠે છે ગંભીર જનબોધ કરતા હાસ્ય કે કટાક્ષમાં રમણભાઈ વધુ સહજ દિસે છે કેટલીયે ભાવનાઓ એમને લીધે સ્પષ્ટ થઈ છે કેટલાયે પ્રશ્નોપર એમણે વ્યવહાર અને ભાવનાનો પ્રકાશ રેડ્યો છે અને ગુજરાતી જીવનના માર્મિક નિર્મળ સ્થાનોને નિર્દેશી બતાવ્યા છે આ જ પ્રવૃત્તિદ્વારા ગુજરાતને નવીન પ્રણયના શિખરમાં પણ શ્રી રમણભાઈએ પોતાનો હિસ્સો આપ્યો છે આ પ્રવૃત્તિ સાથે જ, એક વિશિષ્ટ શક્તિનું પરિણામ છે એ શક્તિદ્વારા જીવનનો ગર્ભ વિશિષ્ટ અને સમ્યક્ દૃષ્ટિકોણ પ્રગટે એ અર્થે એમની કલા આથીય વધુ બળવાન, સમૃદ્ધિવાન અને તેજસ્વી બનો



શ્રી મણિલાલ હીરાલાલ શાહ

# ગ્રામોદ્ધારપ્રવૃત્તિમાં શ્રી રમણલાલનું સ્થાન

ગ્રામહિંદની થતી ક્રમશઃ અવનતિ તરફ હિંદની શહેરી જનતાનું અને હિંદના સત્તાધીશોનું ધ્યાન આખરે ખેંચાયું એ સમયને હજી ભાગ્યે જ બે દાયકા પૂરા થયા છે. પરંતુ એ ટૂંકા સમયના ગાળા દરમિયાન હિંદુ ગ્રામપુનર્ઘટનાના પ્રશ્નોની વિચારણા ઘણી વ્યાપક, ઊંડી અને રસભરી બની છે; અને ગુજરાતની ગ્રામપુનર્ઘટનાના વર્તમાન સ્વરૂપના ઘડતરમાં શ્રી રમણલાલનો ફાળો સંગીન છે.

શ્રી રમણલાલનું વતન શિનોર છે. શિનોરને કે ગામડું તો ન જ કહી શકાય એટલું જ નહિ પણ રમણલાલે પોતાના જીવનના ઘણા થોડા વર્ષો ત્યાં ગાળ્યા છે. એટલે ગ્રામોદ્ધારપ્રવૃત્તિ અંગેની પ્રેરણા તેમના જન્મસ્થાને તેમનામાં ઉપજાવી હોય એમ લાગતું નથી. તેમના 'ગ્રામોન્નતિ' નામના પુસ્તકમાં તેમણે પોતે જ કબૂલ કર્યું છે કે 'સરકારી મુલ્કી નોકરીમાં અને એ બધું મારે અંગત જ્ઞાન થયું છે એમ હું માનું છું. હું ગામડાને ઓળખતો થઈ શક્યો એ પણ નોકરીની મર્યાદા સહ; ગ્રામવાસી તરીકે તો નહિ જ.' એટલે રમણલાલની ગ્રામોદ્ધારપ્રવૃત્તિ વિષેની પ્રેરણાનું ઉદ્ભવસ્થાન આપણે એમની મુલ્કી ખાતાની નોકરીને જ સ્વીકારીએ તે જ યોગ્ય છે. પરંતુ એમણે વડોદરા રાજ્યના પ્રગતિવિભાગના ખાતા—ઉદ્યોગ સહકાર, વગેરેમાં ગાળેલા સમયે પણ એમની આ પ્રેરણાને બળવત્તર બનાવવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. મુલ્કી ખાતાની

નોકરીએ એમને ગામડાની ગરીબાઈ અને ખેડૂતની વધતી જતી ખરાબીનો જ ખ્યાલ આપ્યો હોય પરંતુ એ ગરીબાઈ અને ખરાબીને ધીમે ધીમે દૂર કરી, ગામડાની સામાજિક અને આર્થિક પુનર્રચનાના માર્ગની દિશા તો તેમને આ પ્રગતિવિભાગના ખાતાઓએ જ આપી એમ જરૂર કહી શકાય

ગ્રામોદ્ધારની પ્રેરણા અને ગામડા સાથેના તેમના અમલદાર તરીકેના સબંધને તેમના ગ્રામોદ્ધારના કાર્યની ભૂમિકા ગણી શકાય અનેક નાના નાના પ્રયોગો દ્વારા તેમણે ગ્રામજનતાની ગરીબાઈ દૂર કરવામા તેમ જ કૃષિઉત્કર્ષના એક અમલદાર તેમ જ એક ખાનગી વ્યક્તિ તરીકે પોતાથી બનતુ બધુ કર્યું. ગ્રામોદ્ધારના કાર્યના રસને લીધે જનતાની અનેક નાની નાની મુશ્કેલીઓ તેઓ અમલદાર તરીકે દૂર કરી શક્યા અને પોતાના દાખલાથી બીજા અનેકને એ કાર્યમા આકર્ષી શક્યા

પરંતુ વધારે યાદગાર પ્રયોગ તો ગુજરાતની શહેરી જનતાને—ખાસ કરીને યુવાનવર્ગને—ગ્રામોદ્ધાર તરફ આકર્ષવામા તેમણે પોતાના સાહિત્ય શસ્ત્રનો ઉપયોગ કર્યો તે છે એક સફળ, હૃદયસ્પર્શી અને યુવાનવર્ગના આદર્શ નવલકથાકાર તરીકે તેમણે ગુજરાતની સ્ત્રી અને પુરુષ જનતાના હૃદયમા પોતાનુ સ્થાન તો ક્યારનુ યે સિદ્ધ કર્યુ જ પરંતુ ત ઉપરાત તેમણે ગ્રામોદ્ધારના પ્રશ્નોને પણ પોતાની નવલકથામા સ્થાન આપીને ગ્રામોદ્ધા પ્રવૃત્તિના સ્મારક સમા 'ગ્રામલક્ષ્મી' ના ચાર દળદાર ગ્રંથો અસ્તિત્વમા આણી શહેરી જનતાના હૃદયનુ ગ્રામોદ્ધારના પ્રશ્નો તરફ આકર્ષણ કર્યું છે પૂજ્ય ગાધીજીના ખાદીપ્રચાર દરમિયાન ગુજરાતના માનસમા જે સ્થાન અપાયુ છે તેવુ સ્થાન ગ્રામોદ્ધારના પ્રશ્નોને ગુજરાતના હૃદયમા અપાવવામા શ્રી રમણલાલની 'ગ્રામલક્ષ્મી'એ સગીન ફાળો આપ્યો છે એમ કહેવામા જરા જ અતિશયોક્તિ નથી

વ્યક્તિગત અનુભવથી કહુ તો કોલેજમા ભણતા અર્થશાસ્ત્રના એક વિદ્યાર્થી તરીકે ગ્રામોદ્ધારના પ્રશ્નો વિષે ઘણુ વાચેલુ, પરંતુ એ વાચન પ્રેરણાદાયી ન બન્યુ એ વાચનથી પ્રત્યક્ષ પગદડી-માર્ગ સ્પષ્ટ ન થયો એ વાચનથી જીવન અને ગ્રામોદ્ધારના પ્રશ્નો વચ્ચેની સાકળની કડીઓનો મેળ ન સમજાયો પરંતુ 'ગ્રામલક્ષ્મી'ના ફક્ત પહેલા ભાગના જ વાચનથી

આ બધા પરનો પડદો ખરી જતો લાગ્યો. મારા જેવો અનુભવ બીજા ઘણાનો હશે જ.

હું તો એક જ વસ્તુ જોઈ શકુ છુ. રમણલાલનુ ગ્રામોદ્ધારવિષે બીજુ બધુ કામ ભુલાઈ જાય, જાણે લખ્યુ જ ન હતુ હોય એમ અલોપ થઈ જાય, તોપણ જ્યા સુધી 'ગ્રામલક્ષ્મી'નુ અસ્તિત્વ છે ત્યા સુધી ગુજરાતની ગ્રામોદ્ધારપ્રવૃત્તિના વિધાતાઓમા રમણલાલનુ સ્થાન જરૂર આગલી હરોળમા આવે. ગુજરાતની જનતાને ગ્રામોદ્ધાર તરફ વાળનાર અને એ પ્રશ્નોમા તેમને ઊંડો રસ ઉપજાવનાર તરીકે શ્રી રમણલાલનુ સ્થાન 'ગ્રામલક્ષ્મી'એ જરૂર અચળ અને અમર બનાવ્યુ છે.

ગ્રામલક્ષ્મીને બાજુ પર રાખીએ તોપણ તેમણે આપેલા ગ્રામોદ્ધાર પરત્વેના સંખ્યાબંધ ભાષણો અને તેમણે લખેલા અનેક લેખો પણ ગ્રામોદ્ધારના સાહિત્યનો એક પ્રમાણિત અને ઉપયોગી વિભાગ થઈ પડ્યો છે. ગ્રામોદ્ધારની જુદી જુદી બાજુઓને સ્પર્શતા લેખોની હારમાળાનો સંગ્રહ તે 'ગ્રામોન્નતિ' જે સને ૧૯૪૦મા પ્રગટ થયો. એમા ગ્રામોદ્ધારની મર્યાદાઓ, ગ્રામોદ્ધારનો માર્ગ અને ગ્રામોદ્ધારની શક્યતાઓ સ્પષ્ટપણે વર્ણવેલી છે.

ગામડાનો આર્થિક દૃષ્ટિએ અભ્યાસ એ પણ ગ્રામોદ્ધારના કાર્ય માટે અતિ અગત્યનો ગણાય છે. કારણ કે એક ગામની આર્થિક સ્થિતિના વિગતવાર અભ્યાસ પરથી તે ગામની પુનર્રચનાનો માર્ગ સ્પષ્ટ બને છે— જેમ રોગની સમજણ પડતા રોગનિદાન સ્પષ્ટ અને સહેલુ બને છે તેમ. આ દિશામા પણ શ્રી રમણલાલે માર્ગદર્શન કરાવ્યુ છે અને પેટના તવડીઆ વગેરે વડોદરા રાજ્યના કેટલાક ગામોની વિગતવાર આર્થિક તપાસ પણ તેમણે કરી છે અને તે ગામોની ઉન્નતિ અર્થે ઉપાયો પણ તેમણે સૂચવ્યા છે. આ અહેવાલનો વડોદરા રાજ્ય તરફથી પ્રગટ પણ કરવામા આવ્યા છે.

'સહકાર સિવાય ગ્રામોદ્ધાર શક્ય નથી' એ સૂત્ર કોઈથી અજાણ્યુ હોઈ શકે જ નહિ. રમણલાલના જ શબ્દોમા કહીએ તો 'સહકાર એ તો ખુ'તો જન્મમંત્ર છે. સમાજના પાયામા જ તે રહેલો છે. એ જગત-ધર્મ છે, માનવતાનો એ શાશ્વત સિદ્ધાન્ત છે. એ સહકાર વગર ઉદ્ધાર નથી જ.'

સહકારની આ કટલી વ્યાપક વ્યાખ્યા ! પરંતુ આટલેથી જ તે અટકતા નથી 'રાજકીય વિષયમા તે (સહકાર) આંતરરાષ્ટ્રીય ભૂમિકા ઉપર જગતને લાવવા મથે છે, સામાજિક વ્યવહારમા તે મોટાનાનાના ભેદ ટાળી સમતાની કક્ષા ઉપર મૂકવા મહેનત કરે છે, નૈતિકવૃત્તિ દ્વારા તે વિશ્વબંધુત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. સહકારનુ પરિણામ સર્વોદ્ધાર '

પરંતુ સહકાર માટે આટઆટલી આશા સેવનાર રમણલાલને પણ કબૂલ કરવું પડ્યું છે કે 'સરકાર અને પ્રજા બંને જેને આવકારે છે એ હિલચાલ ફળીભૂત ન થાય એ સહજ ચોંકાવનાર તો છે જ.' આમ છતાં યે રમણલાલ સહકારના બે સુંદર પ્રયોગો સફળ રીતે સિદ્ધ કરી ગયા છે કોસંબાની ખેડૂત સહકારી કપાસ પીલનારી મંડળી અને મહેસાણાની સહકારી વિમા મંડળી. આજે આ સંસ્થાઓ જે સુંદર કાર્ય કરી રહી છે, ગ્રામજનોને જે સ્વાશ્રયના, આત્મનિર્ભરતાના ઉત્તમ પાઠ પઢાવી જીવનમા ઉતરાવી રહી છે, તે માટે એ ખેડૂતોને પોતાને જેટલો યશ અપાય તેટલો ઓછો જ છે. પરંતુ એ સંસ્થાઓના સંચાલકોને પૂછશો તો તેઓ પોતે જ ઉમંગ અને આભારના ભાવથી જરૂર કહેશે કે એ સર્વની પાછળ પ્રેરણા અને પ્રારંભનો યશ તો શ્રી રમણલાલને ભાગે જ જાય છે

ગુજરાતમા ગ્રામસ્વચ્છતાની વ્યવસ્થિત પ્રવૃત્તિનો પ્રારંભ પણ શ્રી રમણલાલથી જ થયો છે તેમણે નવસારી વહીવટદાર તરીકે 'સ્વચ્છતાસપ્તાહ'ની યોજના અમલમા મૂકી એ સપ્તાહ દરમિયાન ગ્રામસ્વચ્છતાના જુદા જુદા અંગોની ચર્ચા, પ્રદર્શન, વ્યવહારુ યોજનાઓ વગેરે રજૂ થતા અને ગ્રામ સ્વચ્છતાના કાર્યને પ્રેરણા તેમ જ વેગ મળતા ત્યાર પછી તો આજે આપણે ગુજરાતમા ઠેરઠેર 'સ્વચ્છતાસપ્તાહ' ઉજવાતા જોઈએ છીએ પરંતુ નવસારીનુ 'સ્વચ્છતાસપ્તાહ' હજી ય એક આદર્શ 'સ્વચ્છતાસપ્તાહ' તરીકે ગણાય છે

એક પ્રશ્ન અહીં અસ્થાને નહિ જ ગણાય આ પ્રશ્ન ઘણાએ મને પૂછ્યો છે અને વારંવાર ઠેકઠેકાણે પુછાતો પણ મે સાંભળ્યો છે. તે પ્રશ્ન એ કે 'શ્રી રમણલાલની ગ્રામોદ્ધારની ધગશ બીજા પૂરતી જ છે? તેમણે જાતે એમાનુ કશુ જ કરવાનુ નથી?'

મને લાગે છે કે શ્રી રમણલાલે ગ્રામોદ્ધાર માટે જે કર્યું છે તે બીજાથી થવાનુ નથી અને એટલા જ માટે બીજાઓએ જે કર્યું છે તે શ્રી રમણલાલે

દ્વાત્રિંશિકા" ને ભી સ્થાનીય કહાની લિખનેવાલોં કા ધ્યાન આકૃષ્ટ કિયા થા; પરન્તુ ઇન કહાનિયોં કો દેખને સે યહ સ્પષ્ટ માલૂમ હોતા હૈ કિ ઇન મેં સાહિત્યસર્જન કા કોઈ નિશ્ચિત પ્રયાસ નહીં થા. કેવલ જનતા કે મનોરંજન કે લિયે યા ધાર્મિક સિદ્ધાંતોં કે પ્રચાર કે હેતુ યે કહાનિયાં લિખી ગયીં. ઇનમેં ન તો ભાષા હી શુદ્ધ થી ઔર ન પાત્રોં કા યોગ્ય આલેખન હી. લેકિન જ્યોં જ્યોં સમય બીતતા ગયા, ત્યોં ત્યોં કહાની લિખને કી કલા સુધરતી ગયી. કાવ્ય કા સ્થાન ગદ્યને લિયા ઔર ગુજરાતી ભાષા કી રૂપરેખાએં કુછકુછ સ્પષ્ટ દેખ પડને લગીં. ફિર અંગ્રેજોં કા યુગ આયા. ધીરે ધીરે દેશમેં રાષ્ટ્રીયતા કી ભાવના જાગૃત હુઈ ઔર ઇસ જાગૃતિ ને લોગોં કા ધ્યાન અપની માતૃભાષા કી ઓર ખીંચા. વીર નર્મદ કા બ્યૂગલ બજા ઔર ગુજરાતી ભાષામેં સર્વત્ર નવજીવન કા સંચાર દેખ પડને લગા. ગુજરાતી ભાષામેં ઉલ્લેખનીય સર્વ પ્રથમ ઉપન્યાસ "કરણઘેલો" થા. યહ પુસ્તક બહુત લોકપ્રિય બની. ઇસકે બાદ ફ્રામજી બોમનજીને "ગુજરાત અને કાઠિયાવાડ દેશની વાતો" નામ કી પુસ્તક લિખી. હરગોવિંદદાસ કાંટાવાલાને "અંધેરી નગરીનો ગર્દભસેન" લિખકર દેશી રાજ્યોં કી તત્કાલિન સ્થિતિ કા પરિચય કરાયા. તાલિયારખાન ને "રત્નલક્ષ્મી" તથા "કુલીન અને મુદ્રા" નામ કી પુસ્તકેં લિખીં. ઇસકે બાદ શ્રી ગોવર્ધનરામ ને "સરસ્વતીચંદ્ર" નામકા એક ઉચ્ચકોટિ કા ઉપન્યાસ લિખા. "સરસ્વતીચંદ્ર" ગુજરાતી ભાષા કા સર્વપ્રથમ શ્રેષ્ઠ ઉપન્યાસ હૈ. ઇસ ઉપન્યાસ ને ગુજરાતમેં એક નયા આદર્શ ખડા કિયા. ગોવર્ધનરામ કે બાદ ઇચ્છારામ સૂર્યરામ, ચુનીલાલ વર્ધમાન શાહ, નારાયણ વિસનજી ઠક્કર, તથા ભોગીન્દ્રરાવ દિવેટિયા આદિ ને ભી અનેક ઉપન્યાસ લિખે; લેકિન શ્રીયુત કન્હૈયાલાલ માણિકલાલ મુંશી કે ઉદયકાલ તક "સરસ્વતીચંદ્ર" કા સ્થાન કિસી ભી ઉપન્યાસ ને પ્રાપ્ત નહીં કિયા. શ્રીયુત મુંશી કે ઉપન્યાસ પ્રકાશિત હોતે હી બહુત જલ્દ લોકપ્રિય હો ગયે. ઉનકી આકર્ષક શૈલી કી, ઉનકી ભાષા કે ઓજસ કી તથા ઉન કે પાત્રાલેખન કે ચાતુર્ય કી સર્વત્ર પ્રશંસા હોને લગી. "વેરની વસૂલાત" ઔર "કોનો વાંક?" લિખકર ઉન્હોં ને સમાજ કી બુરાઇયાં દિખાયીં. "પૃથિવીવલ્લભ", "પાટણની પ્રભુતા", "ગુજરાતનો નાથ" ઔર "રાજાધિરાજ" નામકે ઐતિહાસિક ઉપન્યાસ

લિખકર ઉન્હોંને મનુન હી ઉચ્ચકોટિ કી કલા કા પરિચય દિયા. યદ્યપિ અનેક આલોચક શ્રીયુત મુનશી કી રચનામેં યુરોપીય ઉપન્યાસોં કે અનુકરણ કા દોષ દેખતે હૈં,—જિનમેં કદાચિત્ યહ ભી કહે કિ ઉનકી પ્રતિભા સર્વવ્યાપી નહીં, વહ તો કેવલ ભૂતકાલ કે સહજ ભેદી વાતાવરણ મેં સાધારણ જન સમાજ સે ઊપર રહનેવાલે રાજા, રાની યા સામન્ત કે ચરિત્રચિત્રણ મેં સફલતા પ્રાપ્ત કરતી હૈ, તથાપિ ઇતના તો કહના હી પડેગા કિ ઉનકી લેખિની મેં તેજસ્વિતા હૈ, હૃદય પર અસર કરને કી તાકત હૈ, ઔર પાત્રોં કા જીવન્ત બનાને કી પટુતા હૈ. શ્રીયુત રમણલાલ દેસાઈ કે ઉપન્યાસ પ્રકાશિત હોને પર લોકપ્રિયતા ઇન દોનોં કલાકારોં મેં બંટ ગયી હૈ. ઇસ સમય શ્રીયુત મુનશી ઔર રમણલાલ દેસાઈ ગુજરાતી સાહિત્ય કે દો સમર્થ કલાકાર હૈં. મેઘાણી, રાયચૂરા, ધૂમકેતુ, ગુણવંત આચાર્ય ઔર સોપાન આદિ કી કૃતિયાં ભી અપની અપની વિશેષતાએં રખતી હૈં ઔર ઉનકો હમ ભૂલ નહીં સકતે.

શ્રીયુત રમણલાલ દેસાઈ કો સાહિત્ય કા શૌક લડકપન મેં હી હૈ. જિન લોગોં ને ઉનકે વિદ્યાર્થીજીવન મેં તૈયાર કિયે હુએ નોટ, લેખ, કવિતાયેં ઔર નાટક દેખે હૈં, ઉન્હેં જ્ઞાત હૈ કિ સાહિત્ય કે પ્રતિ ઉનકી કિતની લગન થી. ઉન્હોંને જિતના પઢા—ઉતના સમઝા થા. સાહિત્યિક તૈયારી કે સાથસાથ ઉન્હેં અનુભવ ભી કાફી હુએ. જીવન કા સુખ ભી દેખા ઔર દુઃખ ભી. અનેક પુરુષોં કા ભી પરિચય મિલા. અંગે હી એક અચ્છે પરિચયને ગુજરાત કો ઉસકા એક સમર્થ નવલકથાકાર દિયા. શ્રીયુત માણિકલાલ અમાનાન ડૉક્ટર દેસાઈજી કે કુટુમ્બ કે મિત્ર થે. કિસી સાધારણ દુનિયા દારી કી ભાવના સે ઊંચે આદર્શ કા ધ્યાન દેસાઈજી મેં ઔર આકૃષ્ટ હુઆ ઔર ઉન કે પ્રોત્સાહન સે હી શુરૂ કે ઉપન્યાસ લિખે ગયે. ગુજરાત ઇન ઉપન્યાસોં પર મુગ્ધ હુઆ. દેખતે હી દેખતે દેસાઈજી કે કઈ ઉપન્યાસ પ્રકાશિત હુએ. 'જયન્ત' 'શિરીષ,' 'કોકિલા,' 'હૃદયનાથ,' 'સ્નેહયજ્ઞ,' 'ભ્રમરી,' 'દિવ્યચક્ષુ' 'ગ્રામલક્ષ્મી,' 'ભારેલો અગ્નિ' 'પૂર્ણિમા' 'ક્ષિતિજ,' 'છાયાનટ' આદિ ઉપન્યાસોંને ગુજરાતી ભાષા મેં ક્રાન્તિ પૈદા કરદી હૈ. નૂતન ગુજરાત ને અપને આદર્શ કા પ્રતિબિંબ ઇન ઉપ-

ન્યાસોં મેં દેખા ઔર ઉન કો અપનાયા. શ્રીયુત દેસાઈ કેવલ ઉપન્યાસ હી નહીં લિખતે, વે છોટીછોટી કહાનિયાં ભી લિખતે હૈં. ઉન કી કહાનિયોં કે ભી દો સંગ્રહ પ્રકાશિત હો ચુકે હૈં.

શ્રીયુત રમણલાલ કી મુખ્ય કૃતિયાં ઉનકે ઉપન્યાસ હૈં. વે ઉપન્યાસ પ્રધાનતઃ સામાજિક હૈં. ગુજરાત કા જીવન ઉન્હેં બહુત પસન્દ હૈ; અતઃ ઉપન્યાસોં કે સ્થાનક ગુજરાત મેં હી લિયે ગયે હૈં. ઉપન્યાસોં કે પાત્ર પ્રાયઃ મધ્યમવર્ગ કે હૈં. યે સબ ઉપન્યાસ મૌલિક હૈં. ઔર યદ્યપિ ઉન મેં વિસ્તૃત વાચનપ્રદેશ કી કોઈ વિશેષ ભાવલહરી કહીંકહીં બહતી દેખ પડતી હૈ, તથાપિ યહ નિર્વિવાદ હૈ કિ ઉન કી કૃતિયોં મેં અનુકરણ, અનુવાદ આદિ દોષોં કો સ્થાન નહીં. કદાચિત્ વાચકોં કો કહીંકહીં પાત્રોં કી સમાનતા, વસ્તુગુંફન કી પુનરાવૃત્તિ ઔર વાર્તા કો જલ્દી સે સમેટ લેને કા પ્રયત્ન દેખ પડેગા. પરંતુ જિન લોગોં કો યહ માલૂમ હૈ કિ શ્રીયુત દેસાઈ અપને ઉપન્યાસ કિસ પ્રકાર—કૈસી પરિસ્થિતિયોં મેં લિખતે હૈ, વે ઇન છોટી છોટી ત્રુટિયોં કે લિયે ઉન કો દોષ દે નહીં સકતે. અચ્છે ઉપન્યાસ કી પ્રાયઃ સભી વિશેષતાયેં ઇન કી પુસ્તકોં મેં દેખ પડતી હૈં. ભાવનાઓં કી કોમલતા, લેખનશૈલી કા માધુર્ય, પક્ષપાત રહિત વિવેચન, વિવેક ઔર નૈતિક વિશુદ્ધિ કા આગ્રહ તથા કથારમ્ભ સે અન્ત તક નિભાહને કી શક્તિ—યે સબ ગુણ શ્રી દેસાઈ કે ઉપન્યાસોં મેં વિદ્યમાન હૈં. ઉનકે વિષય મેં ગુજરાતી ભાષા કે પ્રકાણ્ડ વિદ્વાન ઔર વિવેચક શ્રીયુત બી. કે. ઠાકોર લિખતે હૈં કિ "રા. ભાઈ શ્રી રમણલાલ સરલ સે ગંભીર ઔર ગંભીર સે સરલ ભૂમિકા મેં યથેચ્છ વિહાર કરતે હૈં. ઉનકા સરલ ગંભીર શ્વેત-શ્યામ ગંગા-જમુની પંખવાલા કલ્પના પક્ષી ગંભીર ભૂમિ ઔર ગહરે પાની મેં આનન્દ કે સાથ ઘૂમતા હૈ ઔર નાચતા હૈ, ખેલતા હૈ ઔર મસ્તક કરતા હૈ........સંગીતમય ઝરનો મેં લોગોં કો સ્નાન કરાતા હૈ; કહીં ભી વહ થકતા નહીં, ઠોકર નહીં ખાતા, ઔર કહીં ભી ઉસે સંભાલને કી જરૂરત નહીં હોતી."

શ્રી દેસાઈ કી વિશેષતા ઉનકે psychological ઝુકાવ મેં હૈ। આદમી કે—સાધારણ આદમી કે જીવન કી છોટી છોટી બાતોં મેં સે ઉસકે

માનસ કા સમઝના ઔર સમઝાના યહ આસાન કામ નહીં દેસાઈજી ને ઇસ કામ કો સફલતાપૂર્વક કિયા હૈ, ઇસ કે લિયે વે બધાઈ કે પાત્ર હૈં ✓

દેસાઈજી કી દૂસરી વિશેષતા યહ હૈ કિ ઉન્હોંને અપની કલા કો દસ પાંચ કે જીવન મેં સીમિત નહિં રખા. વે જનસાધારણ કે અધિક નિકટ આ ગયે હૈં સામાન્ય આદમી રાજાઓં ઔર કરોડપતિયોં કે જીવન મેં વિશેષ રસ નહીં લેતા ઉસે તો અપની આસપાસ કી દુનિયા મેં મન મિલતા હૈ ઉસે ઐસા કલાકાર ચાહિયે જો ઉસકે હૃદય કો સ્પર્શ કરે શ્રીયુત દેસાઈ અન્ય ઉપન્યાસ લિખનેવાલોં કી અપેક્ષા સાધારણ જનતા કે અધિક નિકટ મેં આ ગયે હૈં યહી ઉનકી લોકપ્રિયતા કા મુખ્ય કારણ હૈ દેસાઈજી કી પ્રતિભા ઇસ સે ભી આગે બઢના ચાહતી હૈ અમીર ઔર ગરીબ સારી પ્રજા કો વહ અપનાના ચાહતી હૈ પૈસા ઔર મેહનત કે સુન્દર સમન્વય પર સંસાર કા સુખ નિર્ભર હૈ મહાત્માઓં કે સારે પ્રયત્ન ઇસી ઓર હો રહે હૈં દેસાઈજી કી કલા ઇસ મહાપ્રયત્નમેં અપના હાથ બઁટા રહી હૈ જિસ ભવ્ય ભાવના કી સતેજ ઝાંખી ‘ ગ્રામલક્ષ્મી ’ મેં મિલતી હૈ, ઉસી ભાવના કી કુછ અધિક સ્પષ્ટ રૂપરેખા “ [illegible] ’ મેં દેખ પડતી હૈ ગુજરાત આપ [illegible] હૈ ઉસ અમર કૃતિ કે લિયે જિસમેં કલાકાર ઉસે વિશ્વકલ્યાણ કે મહાન આદર્શ કા દર્શન કરાવે



શ્રી સુન્દરમ્

# મધુ રાત્રિ

[પૃથ્વી]

ન'તી શરદપૂર્ણિમા, ન હતી કુંજની મોહિની,
છતાં શરદપૂર્ણિમાથી અદકી તહીં પૂર્ણિમા
ઝગી ઝળહળી ગઈ ભભકભેર કો ભાસ્વરા
અજાણ ઘરના ઊંચા ભુખર એક મેડા પરે.

હતી રજની શાંત, તારકતણા સ્મિતોથી ભરી,
અને ઘરની મેડીએ લઘુક દીપ ખૂણે છુપ્યો,
હતો મસૃણ અંધકાર નયનો છુપી ઠારતો,
કુણો મરુત-મર્મરાટ તરુઝુણ્ડ ચોપાસમાં
ઉઠી તરુવરોતણા હૃદય સ્પર્શી કંપાવતો,
અને મરુતની ય મર્મરથી મીઠડી ગોઠડી
સુમંદ શબ્દે હતી લસરતી શું કો નાવડી
નદીજલ વિષે વહી અલસ વેગથી ત્યાં રહી.

હતી સરતી નાવ બે જણની ગોઠડીની, ન'તું
સુકાન, સઢ ના હતા, પવન યે ન'તો, વારિનું

વહેણુ સ્વયમેવ હોડી લઈ જાતુ ખેંચી કહીં
ઉપાડી ઘડી ત્યા હલેસુ વળી મૂકી દેતા જ એ
ડુમેલ નઉકા તણા ઉગ્ની સાથ ધીમે ધીમે
રમન્ત જલની મીઠી લપલપાટ આછોતરી
બની રહી અનેક ગુંજનની સૌમ્ય કા ભૂમિકા

વળાંક તટના અનેક અણધાર્યું સૌન્દર્ય કે
અચાનક છતુ કરે સુપન રંગ રેલાવતુ
અડોઅડ ઉભી ઝુકી જલ પરે તરો બે દિશે
ત્યે હરણ ફાળ દોડ્તી મહી વૃક્ષ હસ્તો રહે
પ્રસારી તટ તે ક્રમે પર થતા વિખાળો ઉલે
નગે અલગ અન્યથી-તનુજ એક માબાપના
યથા વય વધ્યે સગ સ્વપુરુષાર્થ આરભવા,
નકે અલગ એટલા અલગ કે ન અન્યોન્યની
કદીક જ જડતી ભાળ વળી ભેટતા જ્યાહેર
કમાઈ નિજની સમૃદ્ધિ મલકી તહીં પાથરે
અનેક નગરની ખેતર નહેર ગામોતણી

તહીં ગગનમા ઘુમતી બદરી ય કે છેવ શી
પસારી નિજ કેશ આછુ ઉર ખોલી આકર્ષતી
ઉડે વિહગ પાખ ખોલી નર રા સીધા વાદળો
વિપે ભળી જતા ટહુક મુકી જાય પાણી પરે
હવા પર કિયા પરે અગમ ગાઢ ઉચ્ચાર શી
રહે ચમક તે નની પ્રતિતરંગ ગોચે સ્ફુરી
અનત સ્મિતથી ખન્યા વદન અપ્સરાના શુ ક!

અનેક નગરો વહ્યા તટ અનેક રંગી વહ્યો
ઉડાણ ખડકો, ગુહા જલની, કોતરો, ખાઈઓ,
અને કંઈક ખાડીઓ, સરિત નાનકડીઓ મળી
અનંત રમરૂપનો ભિખરી ભંડાર લેતી જતી —

—હતું સ્મિત મુખો પરે સ્ફુરત અધરાગે ય તે
અને સ્વર્ગની કાકુ ઉક્તિ વદને ય કેવી રીતે
હસે લસતી કલ્પી એ પણ શકાતું સ્હેજે હતી
તહીં જવનિકા સુરમ્ય તમની છતાં અંતરો
સ્ફુરંત દલ પદ્મની સમ પરાગ પોતાતણો
રહ્યા વિખરી થૈ ઉદાર—

તહીં ગર્જના ઘોર કો
સુણાઈ ક્ષણ ફાડી નેત્ર નિરખી રહ્યા બે ય ત્યાં
અવાક મુખ ખોલી “ગરગડાટ શેનો જ એ?—
હવા સરિત આ વિચારતણી શાંત નિદ્રાબ્ધિમાં
જવાની ભળી જાણ્યું તું તહીં જ વ્હેણ આ વારિનાં
અરે સ્થગિત કાં થતાં?—સમય ચિંતવાનો ય ત્યાં
ન'તો ગડગડાટ ઘોર વધિયો મથોડાં ઉંચી
સળંગ જલભીંત બે તટભરી પ્રલંબાયલી
અદમ્ય ધસતી ટટાર રિપુસૈન્ય દુર્દાન્ત શી!
અરે જવું ક્યહીં? ક્યહીં? સ્યહીં કિનાર? આરો જ ક્યાં?
થતી સ્થગિત નાવડી ધસતું ઘોર ઘોડાપુર
ચડ્યું વિપદ હા ઝઝૂમ્યું ગરજ્યું અને ત્રાટક્યું!
અહા કડડભમ હોડી થઈ ઊંધી ને હોડીનાં
સવાર ઉભયે ફગાઈ જલમાં ગયા ત્યાં ક્ષણ

અહો જલ ! જલો જલો ! જલદ પૂરના ઘોડલા !
બિચારી લઘુ નાવડી તણી ન ભાળ લાગી કદી,
અને સફરીઓ તણાં શિર થયાં ઉચાં પાણીની
પરે કમળ બે સમાં, જલલહેર આંદોલને
ઝુલંત, દગ જોય હા જહીં પ્રતપ્ત વેણુભર્યો
હતો પટ તહીં અનંત જલ શાં રહ્યાં રે લસી!

સર્યાં નજીક એ મુખો, જલ તરંગ નીચે જ એ
કરો મિલન પામિયા, હૃદય બેય ને સ્પર્શતું
અનંત જલધિતણી ભરતીકેરું પાણી હતું
અગાધ સલુણું, હવે ન તરવાની હોડી હતી.
અશબ્દ રસગ્હેણુમાં શિથિલ દેહને બેઉએ
સમર્પી દિધ અબ્ધિનાં પૂરની લ્હેરને ખોળલેઃ
'બચાવ તું! ડુબાવ તું!'

અહ મિઠાશ એ સાથમાં
પ્રવાહમહીં ઝૂલવાની, પણ એથી મીઠું વધુ
ઉરે ઉર જડી પ્રવાહ મહીં ડૂબી સાથે જવું,
સુસંકુલ મહાન જીવનનું વાક્ય અંતાવીને
વિરામવું વિરામમાં વિપુલ પૂર્ણતાના પટે.

બચ્યાં પણ, નહિ ડુબ્યાં, ગયું વહી જ ઘોડાપુર
અને ઉભય ત્યાં તટે જઈ ખડાં મૂંગાં, સૂર્યના
સુમંદ કર ને મરુત્તણી લહેરના સંગમે
ભીંજ્યાં તન સુકાં થયાં, જમન યે ભીંજેલાં સુકયાંઃ
મિલાઈ ગઈ જીભના મુખ પરે સ્ફુર્યું ત્યાં સ્મિત

સુચારુ પડઘાતું એક મુખથી બીજે તે ક્રમે
બની ગજબ અટ્ટહાસ્ય જગમાં વિખેરાયું ત્યાં!
ઉંડા પથતણા ચીલા અલગ ઝાલીને, ચાલતાં
સ્વયં કર ઝુલાવતાં, ઘરભણી પ્રવાસી પળ્યાં
સલામત સુખી લઈ જ અકબંધ આખું હિયું.
ખલાસ બસ એકલી થઈ જ નાવડી ગોઠની!'
—સુમંદ વદ નોમનો વિધુ ઉગ્યો તહીં પાછલા
પહોરમહીં રાત્રિનું વદન આછું પાણ્ડુ સ્મિત્યું,
ઝીણું મલકી મૌ વનસ્પતિ રહી શું મુગ્ધા બની,
અને સુરભિ રેલતી ગજબની નિશારંભથી
સુકોમળ હસી રહી જ નિશિગન્ધિકા સુસ્મિતે.
ચલ્યો પવન, ઓસની ઉતરતી ધીરે પામરી
હરેક ફૂલપાંદડે તૃણતૃણે બિછાઈ રહી,
સુશીતલ સુવાસ લે મરુત પાછલી રાતનો
જગે ફરી વધ્યો, ચડ્યો ઘરની મેડીએ ને તહીં
સુમૂક શયને પડ્યાં શરીરને જરા કંપ દૈ
રજાઈમહીં નીંદની મૃદુ કરે ઢબૂરી ગયો.
સ્ફુરી રજનીમા રહ્યાં અણગણ્યાં જ તારામુખો.
ન'તી શરપૂર્ણિમા, ન હતી કુંજની મોહિની,
છતાં ય શશીના જરાક કટકા થકી એઉની
બધી શરદપૂર્ણિમાની મધુ રાત્રિઓથી ય આ
સુહાગભર થૈ રહી સુરભિવંત રાત્રિ રૂડી
અજાણ ઘરના ઉંચા લુખર એક મેડા પરે!

તા. ૧૯–૧૦–'૩૮



ભરાયુ ભેદ અસંખ્યથી રે
મ્હારુ હૈયુ ફાટે શતધાર
આ શી ઊંડી રજની!

બીજી ક્ષણે તો એ હૃદય એ જ શતધારથી ગૂંથાય છે અને

શાન્ત, અદ્ભુત, ઊંડા કંઈ,
સુણે ઉચ્ચ ગાનના પુકાર રે
આ શી ઊંડી રજની!

વિશ્વોને સરજતુ, ઘુમાવતુ ફુલાવતુ અને સંકેલી લેતુ જે પરમાત્મતત્ત્વ સામાન્ય રીતે અગમ્ય રહે છે, અગોચર એટલે આપણી ઇન્દ્રિયવશ જીવોથી અણઓળખ્યુ રહે છે, તે તત્ત્વના સ્વાનુભવનુ કવિને થયેલુ સંવેદન આ ગીતમા કુદરતનો ઉપયોગ જુદી રીતે કરે છે કુદરત અહીં તેમને માટે ચિત્રની પીંછીકા કરતા વિશેષ છે એ તેમને દિવ્યતત્ત્વનો અનુભવ કરાવનાર, દિવ્ય ગાન સંભળાવનાર એક અદ્વિતીય વાહન છે, એક ભવ્ય સેતુરૂપ શક્તિ છે

નરસિંહરાવની મનોહર ગીતસમૃદ્ધિનો ત્રીજો પ્રકાર આત્મભાવી અથવા આધ્યાત્મિક છે હવે જાણે 'પ્રકૃતિ ડૂબી પુરે માંહિ' એવુ બને છે અને આત્માએ જ આત્માને ઓળખીને, તેણે દયામય પ્રભુને સીધુ સંબોધન કરવુ એ સંસ્થિતિ કવિને સહજ બને છે આ ગીતપ્રકારનો સૌથી લાક્ષણિક નમૂનો આપણને સારી રીતે પરિચિત છે. જીવનવન વેગે વટાવીને પ્રભુદ્વારે ઊભેલો જ્યોતિર્મય, જ્યોતિસ્વરૂપ ભોળો શિશુ દીનભાવે પ્રાર્થે છે

નામ મધુર તમ રટ્યા નિરન્તર
શિશુ સહ પ્રેમે બોલો
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક
પ્રેમ અમીરસ ઢોળો
દયામય
મંગલ મંદિર ખોલો

[ ૭ ]

ગીત એ ઊર્મિકાવ્ય એટલે 'લિરિક'ની એક પેટાજાતિ છે ઊર્મિ મધ્યમા અને તેથી ગીતમા કવિ પોતાના હૃદયની કોઈક ઊંડામા ઊંડી

ઊર્મિઓ વ્યક્ત કરે છે. બીજું એ કે એવાં સ્વાનુભવનાં ઊર્મિપ્રધાન કાવ્યોમાં એકલી રસાળ ઊર્મિ હોય છે ને વિચાર નથી હોતો એમ નથી: જે બને છે તે એટલું કે હૃદયની ઊર્મિ તથા કલ્પનાપ્રભાવની સાથે વિચારતત્ત્વ એકરસ બની જાય છે. એમ પ્રતિભાના રસાયણે સુરમ્ય અપૂર્વતા ધારણ કરતાં ગીતો આપણા અર્વાચીન સાહિત્યમાં નર્મદે 'જય જય ગરવી ગુજરાત' જેવી પ્રેરણાવાળી રચનાઓ રચી પહેલી વાર શરૂ કરેલાં તેને નરસિંહરાવે વધારે સૂક્ષ્મભાવી અને સુઘટ બનાવ્યાં. આ વાતને બીજી રીતે રજૂ કરતાં એમ કહી શકાય કે જે સોનાને પહેલા કવિએ શુદ્ધ ભાવથી પણ ઉતાવળે ખાણમાંથી એના કુદરતી રૂપમાં ઢગલાબંધ ખોદી આપ્યું હતું, તેને બીજા કવિએ ઉચ્ચતર શક્તિઓ તથા વિશેષ અનુકૂળતાની સહાયતાથી શ્રમપૂર્વક અને ધૈર્યથી વિશુદ્ધ કરવા માંડ્યું.

ગુજરાતી કવિતાની તેમ એમાંનાં અર્વાચીન ગીતોની એવી વિશુદ્ધિ થાય એ ઇષ્ટ હતું, એ માટેનો સમય પાક્યો હતો તથા એ યોગ્ય રૂપે શક્ય હતી, તે પણ નરસિંહરાવ જેવા કવિને હાથે જ. એમની આ વિષયની વિશુદ્ધિકાર તરીકેની પાત્રતા બહુવિધ હતી એ પણ અહીં જ સ્પષ્ટ કરી લઈએ. પહેલું તો એ કે તેમને અને તેમના સમકાલીનો ગોવર્ધનરામ, મણિલાલ ઇત્યાદિને ઊંચા યુનિવર્સિટી-શિક્ષણનો જે લાભ મળ્યો, તે આગલા યુગને એ રૂપે તથા એ જ પ્રમાણમાં નહોતો મળ્યો. એ શિક્ષણે યુવાન નરસિંહરાવનાં હૃદયમન પર ઉત્કૃષ્ટ સંસ્કૃત તેમ જ અંગ્રેજી સાહિત્યના જે સંસ્કાર પોષ્યા હતા તેણે એમને ગુજરાતી ઊર્મિગીતો સંસ્કારવામાં કીમતી મદદ કરી. બીજું એ કે એ યુવાવસ્થા દરમ્યાન સમર્થ સુપ્રસિદ્ધ ભક્તકવિ ભોળાનાથ સારાભાઈના પુત્ર તરીકે એમનામાં તેજસ્વી ધર્મનિષ્ઠાનાં તથા સંગીતપ્રેમનાં જે બીજ રોપાયાં હતાં તેનો પણ ગાઢ પ્રભાવ એમના જીવન અને કવિતા પર, તેથી એમનાં ગીતો પર પણ, પડ્યો છે. આ વિધાનના સમર્થનમાં, આપણે આ સંભાષણની શરૂઆતમાં જે ગીતપ્રસાદી ચાખી, તેનું સ્મરણ આપવું જ બસ થશે.

કવિ તેમ જ ગીતકવિ તરીકેની નરસિંહરાવની ઉપર સૂચવી તે પાત્રતાને અંગે એક ત્રીજી બાબત પર પણ આપણે લક્ષ આપવું જોઈએ. 'કુસુમમાળા'માં

દેની પાછો ટહુકો મોમળ કંઠમા રે
ગાતી છંદમા રે.
વ્હાલી સાંભળ્ય પેલી કોયલડી તરુદમા રે

દશે દિશ ચમકતી ચન્દ્રિકામા નદીતીરે નિરાધાર વિધવા, તે બેઠી છે; ખોળામા નાની બાળકી, એને જોઈજોઈ માતા વિલાપ કરે છે

ઓ ઊંચા, ઊંચા આકાશ! તું કાં મ્હને
ઉંચકી લઈને નવ રાખે નિજ અંગમા?
દુઃખુ કૂર જગતના જનથી હું, અને
વસુ સુખે આ તારલિયાની સંગમા

અને પછી પુત્રી પ્રત્યે—

આપણુ બે એકલડાં અહીં વાસો વશી
રહીશું સુખમા સ્મરણ કરી તુજ તાતનું,
રમજે નદી લહરી સંગે મીઠું હસી,
થાજે મ્હોટી એમ રડી દિનરાત્ય તું

નૂતન વર્ષનો દિવસ; અનુપમ આનંદનો દિવસ, કવિનુ હૃદય દૂર-દૂરનાં દિવ્ય વાદ્ય સાંભળે છે, જગજ્જનોને એ સુણવા, એ માણવા, એવુ ગાના પ્રબોધે છે

(સાખી) કાળી રજની જો ટળી, ઉષા હસે શા હાસ!
ફુલડાં વેરી આંગણે ઊભી રમવા અલૌકિક રાસ,
ભગિની બંધુઓ રે લોલ
દિવ્ય રાસ સંતાન સાચવો રે લોલ!

નીક આપણા કવિ ગીતમા જીવન વિશેના એમના લાક્ષણિક ચિન્તનો ગાય છે

રજનિ કૃપાના પ્રદેશ મધ્ય ક્ષિતિજ તટે લટકત
તારક મા, ત્યમ માનવજીવન હૃદયનો કંપક
બનતુ જો કંઈ ભાને

× × ×

અને કિનારે પડિયા મ્હોટા ગાજયતણા ખંડેર
સહજ સરતા તરંગ પેર લોઢે ને લાખું લ્હેર
સિન્ધુ ને અસીમ સાધિ

જીવનને તથા જીવન સાથે મરણને પણ તેઓ કયી નજરે જુએ છે એ તેમના વિખ્યાત ગીત 'મૃત્યુ મરી ગયું રે લોલ' પરથી આપણે જાણીએ છીએ. મૃત્યુ એ તો અનંત જીવનસિંધુમાંનો માત્ર એક પરપોટો છે. આ હૃદયસંવેદન થતાં કવિનું મન નિર્મળ થતાં, તેમનો શોકભાર હળવો બનતાં તેમને જ્યોતિઃઝરતા પરમ સત્યનું આવું ભવ્ય દર્શન થાય છે:

> દીઠું જીવનતત્ત્વ સનાતન,
> સત્ય પ્રકાશિયું રે લોલ;
> અમરપણું પ્રગટયું પછી તત્ક્ષણ
> મૃત્યુ મરી ગયું રે લોલ.
>
> × × ×
>
> જીવન-જ્યોતિપૂર વિરાજ્યું
> ઝગમગ રેલિયું રે લોલ;
> જોતા દિવ્ય નયનથી નિશ્ચય
> મૃત્યુ મરી ગયું રે લોલ

જે આજન્મ ભક્તકવિનું સમગ્ર જીવનદર્શન આવું ઉદાત્ત અને સુધીર છે તેણે એક લાલિત્યપૂર્ણ ગીતમાં ભક્તસંઘને કરેલું સંબોધન પણ રસાર્દ્ર છે, મનમોહક છે:

> આજ ભક્તસાથ નાથચરણ પ્રતે ધાઇયે.
> વીસરી વિષયવાસના જ ભક્તિગાન ગાઇયે. આજ૦
> ધારીને ગભીર ધ્યાન
> હૃદય પ્રેમભક્તિતાન,
> ઈશકૃપા સુધાપાન
> કરી કૃતાર્થ થાઇય
>
> × ×
>
> જોઈ લ્યો પ્રભુકેરી છાય,
> મધુર પ્રકૃતિવદન માહ્ય;
> અમૃતસદન ભણી જાય,
> ભક્તતણા વૃન્દ જો.

ભગવાનના અનુરાગી જે કવિએ એ પ્રેમસિન્ધુ પ્રભુના પદારવિન્દે વન્દવા ભક્તસંઘને સ્નેહે ભર્યું નિમંત્રણ દીધું તેણે જ આપણને જગતના એક અમર યશસ્વી ભજન Lead kindly light નું અતીવ ભાવવાહી ભાષાન્તર આપ્યું એની જ થોડી પંક્તિઓથી સમાપ્તિ કરવી ઉચિત લેખાશે

પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવનપંથ ઉજાળ,
દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં નિજ શિશુને સંભાળ
મારો જીવનપંથ ઉજાળ

× × ×

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર

× × +

રજની જશે ને પ્રભાત ઊજળશે ને સ્મિત કરશે પ્રેમાળ
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણવાર
પ્રેમળ જ્યોતિ



શ્રી જ્યોતીન્દ્ર હ. દવે

# હું નવલકથા કેમ નથી લખતો

હું નવલકથા કેમ નથી લખતો એ પ્રશ્ન જગતની અત્યારની વિષમ પરિસ્થિતિમાં અત્યંત મહત્ત્વનો છે એમ તો ન કહી શકાય. આપણા સાહિત્યની પ્રગતિ એ પ્રશ્નના ઉત્તર ઉપર અવલંબી રહી છે એમ, હું કદાચ કોઈક વખત માનું, પણ બીજું કોઈ માનવા તૈયાર નહિ થાય. છતાં એ પ્રશ્ન છેક ફેંકી દેવા જેવો નથી એમ મને હમણાં હમણાં લાગવા માંડ્યું છે.

હું નવલકથા કેમ નથી લખતો એ, ખરું જોતાં, મારો અંગત પ્રશ્ન છે. એક વૃદ્ધ સન્નારી વિક્ટોરિયા બાગમાં જુદાં જુદાં પ્રાણીઓનું અવલોકન કરતાં ઊભાં હતાં તેમને પ્રાણીઓના એક જાણકાર ગૃહસ્થે કહ્યું, 'આ પેલું લાંબી ડોકવાળું પ્રાણી છે તેનું નામ જિરાફ.' એની ડોક સામું થોડી વાર તાકી રહી સન્નારીએ સવાલ કર્યો, 'હા. પણ એ નર છે કે માદા?' સદ્‌ગૃહસ્થે જરા ગૂંચવાઈને જવાબ દીધો, 'બાનુ, એની સાથે આપણને શી નિસ્બત? આપણે આ સવાલમાં શા માટે રસ લેવો જોઈએ?—કદાચ બીજા કોઈ જિરાફને એમાં રસ પડે.' એ રીતે હું નવલકથા કેમ નથી લખતો એ પ્રશ્નમાં સામાન્ય પુરુષને શા માટે કંઈ પણ રસ હોઈ શકે તે હું સમજી શકતો નથી. બહુ બહુ તો મારા પુસ્તકના પ્રકાશકને એ સવાલ પૂછવા જેવો લાગે. છતાં મને સીધી ને આડકતરી રીતે એ પ્રશ્ન વારંવાર પુછાવા લાગ્યો છે. 'હવે તમે વાર્તા લખો તો સારું.' 'તમે કોઈ હાસ્યરસનું પાત્ર સરજો.' 'નવલકથા વાંચવાનો આટલો શોખ છે તો નવલકથા લખતા કેમ નથી?' 'નિબંધ કરતાં વાર્તામાં લોકોને વધારે રસ પડે છે એમ તમે નથી માનતા?'

આ રીતે એ પ્રશ્ન માત્ર વ્યક્તિગત ન રહેતાં સામાન્ય બનવા માંડ્યો છે એટલે એ વિષે મારે કંઈ વિચાર કરવાની આવશ્યકતા ઊભી થઈ છે. તેમ જ દરેક સાહિત્યકારે પોતે જે પ્રકારની સાહિત્યરચના કરે છે તે કેમ કરે છે અને જે પ્રકારનું સાહિત્ય એ નથી સરજતો તે શા માટે નથી સરજતો એનો ગંભીર ભાવે વિચાર કરવાની જરૂર છે. 'હું આ લખું છું તે શા માટે? અને આ નથી લખતો તે કેમ નથી લખતો?' એવો પ્રશ્ન સાહિત્યકાર પોતાની જાતને પૂછે તો એમાંથી એને તેમ જ દુનિયાને ઘણું જાણવા જેવું મળી આવવાનો સંભવ છે.

નવલકથા ન લખીને હું આપણા સાહિત્ય પર ઉપકાર કરી રહ્યો છું એમ હું માનું છુ. સંતતિનિયમન આદરનાર, ગુલામી પ્રજાની વૃદ્ધિ અટકાવી સમાજ પર ઉપકાર કરે છે તેવી રીતનો મારો એ ઉપકાર સાહિત્યના ઇતિહાસમાં કદાચ વણનોંધ્યો રહેશે. પણ કામ કરનાર સમાજ પર ઉપકાર કરે છે તે કરતાં કામ ન કરનારાઓના ઉપકાર ઘણા મોટા હોય છે એ મહાસત્યની ઝાંખી વિચારકોને થશે ત્યારે આ પ્રકારના ઉપકારોની નોંધ લેવાશે. અત્યારે તો આ જાતના ઉપકારના કરવૈયાઓએ પોતે સારું કામ કર્યાનો—અથવા નઠારું કામ ન કર્યાનો—સંતોષ લેવો રહ્યો.

નવલકથાનું આલેખન એ કોઈ જાતની હીન પ્રવૃત્તિ છે એમ હું નથી કહેવા માગતો. લોકોને આનંદ આપવાનું એ સુંદર સાધન છે એમ પણ હું માનું છું. પરંતુ ઘણી વાર એને લીધે જાહેર સલામતી ને સુલેહનો ભંગ થવાના પ્રસંગો ઊભા થાય છે. ઘણાની લાગણી એને લીધે દુભાઈ હોવાની મને ખબર છે, અને તે પણ જાતજાતની લાગણીઓ–ધાર્મિક, સામાજિક, રાજકીય, નૈતિક, પ્રાંતીય, ભૌગોલિક ને વ્યક્તિગત. લોકોમાં આ જાતની લાગણીઓ પણ હોય છે તે જ્યારે એ લાગણી દુભાય છે ત્યારે જ ખબર પડે છે.

નવલકથાના આલેખનથી જ આવી જાતની લાગણીઓ દુભાય છે એમ નથી. કોઈ પણ જાતનું લખાણ એ લાગણીને સહેજમાં દૂભવી શકે છે. પણ મને લાગે છે કે કોઈ પણ મનુષ્યની કોઈ પણ પ્રકારની લાગણી ન દુભાય

એવી નવલકથાની કે વાર્તાની રચના લગભગ અશક્ય છે—મારે માટે તો તદ્દન અશક્ય છે.

ઘણા વખત પર એક હસ્તલિખિત માસિકમા મે એક ટૂકી વાર્તા લખી હતી ચાર પાચ જણાને લાગ્યુ હતુ કે 'આ અમારા પર લખ્યું છે. અમારી આમા મજાક કરી છે' એમાના એક ગૃહસ્થે તો મને મારવાની ધમકી સુધ્ધા મોકલાવી હતી—જો કે એમણે એ વાર્તા જાતે વાચી નહોતી. પણ જેણે વાચેલી તેણે બીજાને કહેલુ ને બીજાએ ત્રીજાને વાત કરેલી, જે વાત એમને કાને આવી હતી તે પરથી એ વાર્તા લખવાનો મારો હેતુ એમનો ઉપહાસ કરવાનો હતો એ વિષે એમની ખાતરી થઈ ગઈ હતી બીજા એક ગૃહસ્થ એ વિષેનો ખુલાસો માગવા મારે ઘેર આવ્યા હતા એમને મે આખી વાર્તા વાચી સભળાવી પોતાના પર એમા કઈ નથી એમ એમને લાગ્યુ ને તે કબૂલ પણ કર્યું પણ એ નહિ તો બીજી કોઈ પણ વાર્તામા, કે વાર્તા નહિ તો કવિતા કે નાટક કે નિબધમા પણ એમની મે બનાવટ કરી જ હોવી જોઈએ એવો ખ્યાલ હજી સુધી એમના મનમાથી ગયો નથી ત્રીજા ગૃહસ્થે મારે વિષે 'ભવિષ્યમા એ જબરો બદમાશ થવાનો છે' એવી આગાહી માત્ર કરી સતોષ માની લીધો હતો

સાહિત્ય એ જીવનનુ પ્રતિબિમ્બ છે, અને ઘણી વાર બને છે તેમ બિમ્બ અને પ્રતિબિમ્બ વચ્ચે રૂપ, રગ, કદ વગેરેમા ઘણો ફેર પડી જાય છે છતા કયા બિમ્બનુ આ પ્રતિબિમ્બ છે એ પકડાઈ આવ્યા વિના રહેતુ નથી તેમ સાહિત્યસૃષ્ટિના પાત્રો બ્રહ્માની સૃષ્ટિના પાત્રોના પ્રતિબિમ્બ હોવાથી એ કયા બિમ્બના પ્રતિબિમ્બ છે, કયા મૂળ પરથી આ પ્રતિકૃતિ ચીતરી છે તે પકડાઈ આવે છે—અથવા અમે પકડી પાડ્યુ છે એમ થોડાક વાચક, ઘણા વિવેચક ને લગભગ બધા જ બબૂચક માને છે ગમે તેવા બહુમૂલ્ગત મનુષ્યને પણ પોતાની તસ્વીર હોવી જોઈએ એવો આગ્રહ હોય છે, તેમ આ સૃષ્ટિમા ગમે તેવા શિથિલ ચારિત્ર્યની વ્યક્તિને સાહિત્યસૃષ્ટિમાનુ પોતાનુ માની લીધેલુ પ્રતિબિમ્બ સુન્દર ન હોય તો ખોટુ લાગી જાય છે ખૂબીની વાત તો એ છે કે સામાન્ય રીતે એક બિમ્બના અનેક પ્રતિબિમ્બો પડે છે, અનેક બિમ્બોનુ એક પ્રતિબિમ્બ હોતુ નથી પ્રતિકૃતિ ભલે અનેક હોય, મૂળ વ્યક્તિ

તો એ જ હોય છે પણ સાહિત્યમાં તો ઘણી વાર એથી ઊલટું બને છે એક જ પાત્ર માટે 'આ તો મારા પરથી લીધું છે' એમ ધારનારા અનેક મનુષ્યો મળી આવે છે

આધુનિક સમાજના 'સળગતા પ્રશ્નો'ને કેન્દ્રસ્થાને વણી લઈ વાસ્તવિક જીવનનું આલેખન કરતી મેં એક નવલકથા લખવા માંડી હતી શરૂઆતના ચારપાંચ પ્રકરણો લખ્યા પછી આરંભ કેવો થયો છે એ વિષે સારા અભિપ્રાય મેળવવાની ગણતરીથી પ્રેરાઈ મેં થોડાક મિત્રો ને ઘરના માણસોને ભેગા કરી તેમની આગળ એ પ્રકરણો વાંચવા માંડ્યાં

"પણ રાંધવા માટે મેં ક્યારે કંટાળો બતાવ્યો છે?" મારી જીવન કથાની નાયિકા મને વાંચતો અટકાવી વચ્ચે જ બોલી ઊઠી

"કે?' આ પ્રકારનું વિધાન કરવાની શી જરૂર પડી તે ન સમજાયાથી મેં પૂછ્યું

"મને રાંધવાનો કંટાળો છે એમ તમે શા પરથી માનો છો?

"પણ કોણ કહે છે કે, એમ માનું છું? એ વાત અહીં આવી ક્યાંથી?" મેં પૂછ્યું

"કેમ? એ વાત પર તો તમે બે પાનાં ભર્યાં છે" જવાબ મળ્યો

"ઓહ! સમજ્યો તું શું એમ ધારે છે કે આ વાર્તાની નાયિકા માટે લખ્યું છે તે તને લાગુ પડે છે?"

"નહિ ત્યારે? મારા પર જ બધું લખ્યું છે ને? અમે જાણે કંઈ સમજતા જ નહિ હોઈએ, કેમ?"

"અને મને ક્યાં નાતાનો શોખ નથી, ઘરેણાંલૂગડાંના પૈસા બચાવી હું સિનેમા જોઉં છું' એ વાત પણ તમે આમાં વાપર્યા વગર નહિ રહ્યા?" એના એક બહેનપણી મળવા આવ્યાં હતાં તે બોલી ઊઠ્યાં

'તમને એમ લાગે છે કે એ તમને પણ આમાં આલેખ્યાં છે?' મેં કંઈક વિસ્મયથી એમના તરફ જોઈ પૂછ્યું

"મને શુ, કોઈને પણ લાગે કોઈક વાર મજાકમા કઈ બોલીએ તે તમે તો ઝટ દઈને લખી મારો છો તમારા જેવા આગળ તો કઈ બોલવુ એમા પણ જોખમ" એમણે જવાબ દીધો

"એ તો ઠીક પણ તમે મને યે ન છોડ્યો દોસ્તદારી વચ્ચે ગમે તે બોલો તે ચાલે પણ આ તો તમે જાહેરમા મારી મજાક કરવા માડી" મારા એક સ્થૂળકાય મિત્રે પોતાનો વાધો રજૂ કર્યો

"તમે પણ ફરિયાદીના વર્ગમા છો એમ? બોલો તમારી શી ફરિયાદ છે?" મે પૂછ્યુ

"કેમ જાણે કઈ જાણતા જ ન હોય!"

"ખરેખર નથી જાણતો તમારે માટે શુ લખ્યુ છે?"

'મારી પાસે જ પાછુ કહેવડાવવુ છે' તો, લ્યો તમે વાર્તાના મિત્રનુ વર્ણન કરતા નથી લખ્યુ, કે 'એ મોમા ચિરૂટ ખોસી ધુમાડા કાઢતો ટ્રેન પકડવા હાફતો હાફતો દોડતો ત્યારે સ્ટીમ રોલર'નુ એન્જિન આવ્યુ સમજી રસ્તે ચાલનારાઓ એના માર્ગમાથી ખસી જતા? હુ ચિરૂટ પીઉં છુ, ને પગમા ર. ધુ તેથી ટ્રેન પકડવા માટે મારે ઘણી વાર દોડવુ પડે છે એટલા ઉપરથી તમે આ નથી લખ્યુ એમ કહી શકો છો?' એમણે જવાબ દીધો

હવે આગળ વાચવુ સલામતીભર્યુ નથી એમ લાગવાથી મે એટલેથી જ વાચવાનુ માડી વાળ્યુ અને નવલકથા લખીને લોકપ્રિય થવા કરતા ઘરમા ને મિત્રોમા અપ્રિય થવાનો સભવ વધારે દેખાવાથી નવલકથા લખવાનો વિચાર મે માડી વાળ્યો

વાર્તામા પાત્રો તો આવે જ અને પાત્રો આવે એટલે કોઈને પણ વાગ્યા વિના ન રહે કે 'આ મને લાગુ પડે છે', અને એમ લાગે એટલે એની લાગણી દુભાયા વગર ન રહે આમ પાત્રાલેખનનો પ્રશ્ન ઘણો ગૂચવણભર્યો બની જાય છે

એક અગ્રેજ લેખકે લેખકો કેવી રીતે પૈસા ભેગા કરે છે તે બતાવવાના હેતુથી આર્ટિમસ જોન્સ નામના એક કાલ્પનિક લેખક વિષે વાર્તા લખી

લેખકના દુર્ભાગ્યે આર્ટિમસ જોન્સ નામનો કોઈ ખરેખરો વકીલ નીકળી આવ્યો. એણે આબરૂની નુકસાનીની ફરિયાદ માંડી. લેખકે બચાવમાં જણાવ્યું, 'મને આવો કોઈ મનુષ્ય અસ્તિત્વમાં છે એની ખબર પણ નહોતી. મેં તો કાલ્પનિક પાત્ર સરજ્યું છે. બરાબર આવું જ નામ એક વકીલનું નીકળી આવશે એમ હું જાણતો નહોતો.' પણ એનો આ બચાવ ચાલ્યો નહિ ને એને આર્ટિમસ જોન્સ નામે કાલ્પનિક પાત્ર સરજીને આર્ટિમસ જોન્સ નામની સાચી વ્યક્તિની આબરૂને નુકસાન પહોંચાડવા બદલ સજા થઈ. નામ કે ધંધાનું આમ આકસ્મિક સામ્ય આવી જતાં પણ લેખકને નુકસાન વેઠવું પડે છે.

પરંતુ વાત આટલેથી જ અટકતી નથી. આપણે ત્યાં તો ન્યાત, કોમ, ધર્મ, પંથ વગેરેના અસ્તિત્વને લીધે સાહિત્યની પાત્રસૃષ્ટિમાં પણ એ ભેદો આવવા માંડ્યા છે. અમુક જ્ઞાતિ કે કોમના પાત્રને હલકું ચીતર્યું હોય તો વાર્તાકાર સામે આખી જ્ઞાતિ કે કોમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે છે. દરેક કોમમાં સારા ને નરસા માણસો હોય છે. એટલું જ નહિ, એક જ મનુષ્ય એક વાર સારો તો અન્ય પ્રસંગે દુષ્ટ બની શકે છે. છતાં જીવંત સૃષ્ટિમાંથી સાહિત્યસૃષ્ટિમાં પ્રવેશ કરતાંવાર દરેક પાત્રે સદ્‌ગુણી ને આદર્શ બની જવું, જેથી એની કોમને બટ્ટો ન લાગે એવો દૃઢ અભિપ્રાય દરેક કોમની વ્યક્તિનો હોય છે.

પાટણની પ્રભુતામાં શ્રી. મુનશીએ એક જૈન સાધુને ખટપટિયો ચીતર્યો ને જૈન કોમમાં ખળભળાટ મચી ગયો. નર્મદ વિષે લખતાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે વૈષ્ણવ મહારાજ વિષે કંઈ લખ્યું ને વૈષ્ણવોની લાગણીને આઘાત પહોંચ્યો. શ્રી. પન્નાલાલ પટેલે 'મળેલા જીવ'માં ગાંયજાની સ્ત્રીને નાયિકા તરીકે આણી છે તે સામે ગાંયજાની ન્યાતે મળીને રીતસર ઠરાવ કર્યાના સમાચાર વર્તમાનપત્રમાં થોડા જ સમય પર પ્રસિદ્ધ થયા હતા. શ્રી રમણલાલ દેસાઈ આ બાબતમાં કંઈક નસીબદાર છે. પણ એમના વિષે પણ આવી કંઈક ફરિયાદ થયેલી વાંચી હતી. પોતાની જ્ઞાતિના માણસને મારે આમ તો લોકોને કંઈ લાગતું નથી. માત્ર સાહિત્યમાં પોતાનો જ્ઞાતિજન

અસમ તેખાય એ એમનાથી ખમાતુ નથી એ રીતે જોતા વાસ્તવિક જીવન ઉપર સાહિત્યનો એ વિજય ગણી શકાય

આ ઉપગત ભૂગોળના ભેદો પણ છે મનુષ્યકૃત ભેદો હોય તો શુ ઈશ્વરકૃત ભેદોને ઉવેખી શકાય ? પ્રાતીય અસ્મિતા ને ગૌરવની ભાવના, જે દરેક હૈયામા સદૈવ ભભૂક બળી રહેતી હોય છે, તેને, પોતાના પ્રાતની કોઈ પણ વ્યક્તિ કઈ પણ અસાધ્ય કાર્ય કરતી અથવા એવુ કાર્ય કરતી હોવાનો ભાસ પેદા કરતી સાહિત્યમા જણાય, તો, ઊંડો ઘા પહોચે છે ને આખા પ્રાતના મનુષ્યો કોલાહલ મચાવી મૂકે છે

આ વિષયમા આપણા પૂર્વજો કરતા આપણે બહુ આગળ ગયા છીએ એ નિસશય છે અસલ પણ નાતજાત, ધર્મ, પથ વગેરેના ભેદ હતા પણ અત્યારે વ્યક્તિ પોતાની જ્ઞાતિ, પોતાનો ધર્મ, પોતાની કોમ કે પોતાનુ શહેર જિલ્લો કે પ્રાત માટે જે અભિમાન દર્શાવે છે તેનો પ્રાચીન કાળમા બહુધા અભાવ હતો એમ લાગે છે કવેટામા ધરતીકપ થાય તેનો આચકો અહીના મનુષ્યોને—ખાસ કરીને તેમના ગજવાને—લાગે છે એ જ પ્રમાણે દરેક બાબતમા આપણે દેશની કે કોમની બીજી વ્યક્તિઓ સાથે ઐક્યાનુભવ કરતા થઈ ગયા છીએ

અમના સાહિત્યકારો ને વાચકો બન્નેની દૃષ્ટિ આ બાબતમા તદ્દન જુદી હતી સાહિત્યના પાત્રો એ જીવતા જાગતા મનુષ્યો હોવા જોઈએ એમ પૂર્વેનાના ઘણા સાહિત્યકારો માનતા નહિ બ્રહ્માની સૃષ્ટિમા હરતીફરતી વ્યક્તિને કોઈ પાત્ર કહેતુ નથી સાહિત્યસૃષ્ટિમા મનુષ્યો પાત્રને નામે ઓળખાય છે, તેનુ કારણ એમની સમજણ મુજબ એટનુ જ હતુ કે એ સાહિત્યસૃષ્ટિના જીવો એ સ્વતત્ર જીવન ગુજારતા પ્રાણીઓ નથી, પણ પાત્રો છે—અર્થાત લેખકના વિચારના વાહન યનના નિર્માયેલા માત્ર પાત્ર છે એ વાસણમા લેખક પોતાના વિચાર ઠાલવે છે ને એમાથી વાચક પોતાને જોઈતો ભાગ ઉપાડી લે જ પણ હવે તો વાસ્તવના દાખલ થયો છે એટલે સાહિત્યના પાત્રો બ્રહ્માની સૃષ્ટિમા હોય એવા જ હોવા જોઈએ એવો આગ્રહ રાખવામા આવે છે 'પાત્રો સજીવ' રસ્તે જતા જાણે સામા મળે એવા

છૂત ચિતરાયા છે' એવો અભિપ્રાય મળે તો કથાનાર પોતાને કૃતકૃત્ય થઈ ગયેલો માને છે

આમ છતાં પ્રાચીન સાહિત્યકારોએ જાતિ ને ધર્મને છેક છોડ્યા નથી પરંતુ તે વખતના વાચકની લાગણી આપણા જેટલી તીવ્ર નહોતી તેથી તેણે કંઈ વિરોધ કર્યો નથી નરસિંહ મહેતાના આખ્યાનમાં પ્રેમાનંદે નાગરજ્ઞાતિની મશ્કરી કરી છે પણ તે સામે નાગર જ્ઞાતિએ મળીને વિરોધ ઉઠાવ્યો હોય એવું જાણવામાં નથી 'નળાખ્યાન'માં દમયંતીને વરવા આવેલા દેવોને એણે મૂર્ખ આલેખ્યા છે ને નળના પિતાને પોતાના પિતા તરીકે ગણાવવાનું પણ એમને વર્ણવ્યા છે દેવો માનુષી સુંદરી પરણવા માગે એ વાત જ ધર્મવિરોધી છે પછી તે સુંદરી પ્રેમાનંદની લાડકી નાયિકા હોય તો શું? અને દેવો વરવા માગે છતાં ન મળે એવી સુંદરી હોય જ ક્યાંથી? એ તો ઠીક, પણ દેવો જેવા દેવો, માણસ પણ જે કરતા શરમાય એવું કામ કરે—બીજાને જ પોતાનો પિતા બનાવી દે!—આમ છતાં સનાતન ધર્મપ્રેમી સજ્જનોએ સભા ભરી પ્રેમાનંદનો વિરોધ કર્યો હોય એવું કંઈ પણ લખાણ પ્રાચીન ગ્રંથાદિકના સંશોધનકારને હજી સુધી જડી આવ્યું નથી 'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' તથા 'આભડછેટ અત્યજની જાણી બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી' એવું લખનાર અખાને શ્રી વિશ્વનાથ ભટ સામે પોકાર ઉઠાવનાર વૈષ્ણવોના પૂર્વજોએ સાજનું મોહાજન મહાજન બહાર કાઢ્યો હોય એવો એક પણ ઉલ્લેખ મળતો નથી

પરંતુ હવે વસ્તુસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે ક્યું પાન કોને ક્યી રીતે કે ક્યા પ્રાન્તને ખોટું લગાડી બેસશે એ કોઈ કહી શકે એમ નથી. પણ તો વાર્તા, નાટક આદિ લખાય જ શી રીતે? આનો કંઈ ઉપાય ખરો?

મને એક ઉપાય સૂઝે છે માનવસૃષ્ટિના પાત્રો લઈએ, તો તે પછી ઐતિહાસિક કે પૌરાણિક કે કેવળ કાલ્પનિક પાત્રો હોય તોપણ, કોઈ ને કોઈ વ્યક્તિ, વર્ગ કે કોમની ધાર્મિક, વર્ગીય, પ્રાંતીય, સામાજિક કે રાષ્ટ્રીય લાગણી દુભવવાનો પ્રસંગ આવ્યા વિના નહિ જ રહે એટલે માનવેતર સૃષ્ટિના પાત્રોની યોજના કરી નિભાવ ચલાવવો. એ સર્વનાશે સમુત્પન્ને અર્ધં ત્યજતિ પણ્ડિત એ જાણીના સૂત્ર પ્રમાણે પાંડિત્યનું લક્ષણ સાહિત્યકારોમાં ન

હોય તો બીજા કોનામાં હોઈ શકે? ઇસપની કથાઓ ન પંચતંત્ર તથા હિતોપદેશની વાર્તાઓમાં પ્રાણીઓ આવે જ છે ને?

જનાવર ને માણસમાં એટલું બધું સામ્ય છે કે એ બે વચ્ચે ભૂલ થઈ જવાના દાખલાઓ પણ નોંધાયા છે આપણે જનાવરમાંથી ઊતરી આવ્યા છીએ એ વાતમાં તથ્યાંશ હોય કે નહિ, પણ એ બીજાની સંગતિથી અથવા બીજા કોઈ ગૂઢ કારણસર માણસ અને જનાવર વચ્ચે ઘણા સમાન ગુણો રહેલા છે એ નિર્વિવાદ છે નહિ તો ઘણા માણસ જનાવર જેવા ને ઘણાં જનાવર માણસ જેવાં કાર્યો કરે છે તે શી રીતે સંભવિત થાત?

સર્જનાત્મક સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ રસનિષ્પત્તિનો હોય છે અને રસ નિષ્પત્તિ માટે આવશ્યક ગણેલા સ્થાયી તેમ જ સંચારી ભાવો મનુષ્યોની પેઠે પ્રાણીઓમાં પણ રહેલા હોય છે માણસની પેઠે પશુઓ પણ પ્રણય, ક્રોધ જુગુપ્સા નિર્વેદ ખેદ, શોક, વિહ્વળતા વાત્સલ્ય ભક્તિ, શાન્તિ આદિ ભાવો અનુભવી શકે ને તેને સમગ્ર રીતે વ્યક્ત પણ કરી શકે છે માનવજીવન પેઠે પશુજીવનમાં પણ બે પ્રેરક બળ મુખ્ય છે આત્મસંરક્ષણ ને વંશસંવર્ધન ને એથી બેરાઈ બંને ઘણાખરા ભાવો સમાન ભાવે કરે છે

શાસ્ત્રીય અથવા લલિતેતર વાઙ્મય માટે જે વિચારશક્તિ તથા નિર્ણયાત્મક બુદ્ધિની જરૂર પડે છે તે જનાવરમાં નથી એટલે શાસ્ત્રીય ગ્રંથોમાં ભલે માનવપાત્રોનો ઉલ્લેખ થાય દાખલા તરીકે અંકગણિતમાં એક વેપારી ૧૨ આને શેરનાગી ચહા સાથે ૨ પૈસાનો ચાર શેર ચરો ભેળીને એ રમણીય તે સ્વાદુ મિશ્રણ ૨૦ આને શેર નાખે વેચે તો એને કેટલો નફો થાય એવી મનગમતા દાખલા આવે છે તો બદલે એક કૂતરો કે ગધેડો આવી રીતે ચહામાં મિશ્રણ કરીને વેચે એમ મૂકી શકાય નહિ કારણ કે મનુષ્ય સિવાયના પ્રાણીઓ વેપાર નથી કરતા એટલું જ નહિ, પણ આમ અપ્રામાણિકપણે લોકોની તંદુરસ્તી બગાડે ને પોતાની આર્થિક સ્થિતિ સુધારે એવી રીતે આગ માન ભેગો નમજો માન ભેળવી પણ દેતા નથી

પરંતુ સાહિત્યસૃષ્ટિમાં માનવેતર પ્રાણીને દાખલ કરવામાં બે મોટી મુશ્કેલી છે એક તો મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિમાં આપણા 'સળગતા પ્રશ્નો'

હજી સળગ્યા જ નથી, કદી સળગશે એમ પણ લાગતું નથી. આપણી નવલકથા ને નાટકોના કેન્દ્રસ્થાને રહેલો લગ્નભાવનાનો પ્રશ્ન એ સૃષ્ટિમાં છે જ નહિ. એ ઉપરાંત વિધવાવિવાહ, બાળલગ્ન, એક ઉપર બીજી કરવાની પ્રથા, પહેરામણી ને ચાંદલો, સહશિક્ષણ, ખાદ્યાખાદ્ય ને સ્પૃશ્યાસ્પૃશ્ય, દેશાભિમાન ને નીતિ, ધર્મ ને રાજકારણ આવું કશું એ સૃષ્ટિમાં છે જ નહિ. અને એની ચર્ચા ન આવે એવી વાર્તા, નવલકથા કે નાટક લખાય જ શી રીતે? બીજી મુશ્કેલી એ છે કે ધારો કે હું પ્રાણીઓનાં જ પાત્રો લઈને નવલકથા કરું, પણ તેમાં યે કોઈ મનુષ્યને નહિ લાગે કે 'આમાં મારી બનાવટ કરી છે' તેની શી ખાતરી? આપણે જનાવર માટે લખીએ તો યે માણસને લાગી જાય કે આ મારે માટે લખ્યું છે તો શું કરવું? અને એમ થાય તો પાછી એની એ મુશ્કેલી ઊભી રહેવાની.

આ પાત્રાલેખનના પ્રશ્નનું યોગ્ય નિરાકરણ ન થઈ શકે ત્યાં સુધી નવલકથા લખવી એ મારે માટે, વાચક માટે કે કોઈને માટે સલામતીભર્યું નથી. અને તેથી જાહેર સલામતી ને શાંતિને ધોકો ન પહોંચાડવાના શુભ આશયથી હું નવલકથા નથી લખતો.



શ્રી પતીલ

# અક્ષતોલ્લાસ

[ મંજુભાષિણી—અનાટૂપ ]

૧ મધુરેન્દ્રના સમ મંજુ ગુંજિતો,
ઉપહાર સૌમ્ય, અનુરાગના સ્મિતો.
સહયોગીઓની સુરમાઢ વાર્તા
સ્મૃતિમાંથી જેહ સ્મરણો નહીં જતા
બનીને વિભાગ ઉરનો તહીં વસે,
દિન પે દિનો યદપિ આપણા ખસે!

લાગે ક્ષણાર્ધ ગા વર્ષો ન્હાવાનો અમઓ પડે,
આવનારી જરા ડેરો અંતરે ભય આથડે

૨ અણજોયું આન્ય જન નામીચા તણું,
અણખીલ્યું પુષ્પ અદકું સુહામણું
અણજાયું વત્સ નિજ ગાયનું નવી,
લલનાનું હેત હજીયે નદોરવી,
ખરું તે જ ચુંબન! મુખે મનાયલું
નથી જેહ ચુંબન હજી અપાયલું!

એક લાખી વેદનામાં નેકડો ગહતો રહી
પિછાને સુખને શું તે જેણે એ ભોગવી નહીં?

૩ જ્યમ ઓળખાય તન્ માત્ર પાદડે,
કુસુમાભિધાન જ્યમ વાસમાં જડે,
પગની પિછાન પગલી મહીં વને
ઉર દર્દ દર્દ ત્યમ આંખમાં તીરે
બદલાતું ત ન મળ્યું જે સ્વભાવથી,
નથી એહ ઔષધ, ઉપાય યા નથી

ર્દુનિયામાં વસવા માટે જેમનાં જન્મ મેં ધર્યો,
નહીં નામ તણો મારા ઉચ્ચારે તેમણે કર્યો

૪ દ્રવતા પહાડ ઝરણાં વડે મીઠાં
ફળતાં સુવૃક્ષ વગડામહીં દીઠાં,
નજરે પડે ન નગરે ખરી કળા
અનુસેવ્ય નિત્ય મનસાથ મોકળા
ફરતો હું શોધ મહીં જેમની સદા
મળતી નિશાની નહીં તેમની કદા!

આપવા વચનો સ્હેલાં, પાળવા કપરાં ઘણાં
રીત એવી પ્રીતની છે, કહે જન સુલક્ષણાં

૫ બહુ પાડી બૂમ પણ કો ન સાંભળે,
જડતા ના મિત્ર, નહીં ત્રાહિતો મળે
પગલી નવીન મુજ પાડતો જતો,
નિજ માર્ગમાં રજ સુવર્ણ વેરતો
કહીં પ્હોંચતો હું, સુધ તેની ના રહી
મુજ છેલ્લી પાર્ક પણ પામ છે નહીં!

વણમંગી, વિના સાથી એકલો અથડાઉં છું
જેમ જેમ વધુ ચાહે તેમ તેમ મુઝાઉં છું

૬ ઝુલતાં નિવન મહુ તીરથી ભર્યાં
વણ તાણી જ્યાં નદિત ઘન નીસર્યાં

જન પેઠ વ્યાધ, ગરકાવ ખેદમાં
શુ ચ ઘેર મચરુ ઉચાટ–છેદમા'
ઉપડે ન ચર્ણ, નહિ, સૂઝતી દિશા:
હતી આજ તેની થઈ મ્હેજમા નિશા.

ખાલી હાથે, ઉરે ભાગ્યે મદિરે નિજ પ્હોચતા
કોણ જાણે કેટલા યે હશે યુગ જતા ગ્યા!

૭ પિયુના વિના પળ ન જેહની જતી
નિજ હાથમા 'હૃદયનાથ' રાખતી
ઘરમા 'શિરીષ' તણી જોડ મોહતી,
પણ 'કોકિલા' ઉપર દૃષ્ટિ દોડતી
મળી 'દિવ્યચક્ષુ' તણી ભેટ, ત્યાહરે
દીઠી 'પૂર્ણિમા' પ્રગટતી પટાન્તરે!

કોડથી 'કલ્યાણી'ના 'ભારેલા અગ્નિ'મા ભમ્યો,
નાખતા 'ક્ષિતિજે' દૃષ્ટિ 'દગ'નો મધ માપડ્યો.

૮ ગુણના નિધાન, રસના રસોદધિ!
ખૂબી જેથી ગધતણી છે રહી વધી,
છલકાય અતર અનન્ય નાગથી,
તમ મર્જનોની નવિશેષ માગથી
પણ એક પ્રશ્ન લઉં પૂછી–જોઈએ,
કવિતાની પીડ કદી જાણી કોઈએ?

નહીં એને ખપે કાઈ નથી જે એહ કતનુ,
પોષતા એકને તેઓ કરે પોષણુ એયનુ!

૯ અળગી શશાંકથી ન જેમ કૌમુદી
નહીં જ્યોત દીપકની દીપથી જુદી;
જળના તરંગ જળનું જ રૂપ છે,
કવિવેણુ તેમ કવિતાસ્વરૂપ છે.
પરિરંભતી હૃદયને સહુસ્રધા
થયું શું તને, નયનકેરી આ ગુધા ?

સહીને ઓલનો મારો નમેરી દુનિયા તણો
ફાડી પ્રથમ પોતાને બનું પાટો પ્રિયા તણો.

૧૦ ઉરમાં ક્ષણે યદપિ ચેન ના મને,
નિરખું જ્યહાંય નિરખુ તહીં તને:
જીવું ત્યાં સુધી હું તવ ઘેનમાં ઘુમું,
પરલોકમાં ય તુજ સંગમાં રમું
મુજ ડોકમાં તું, તુજ ડોક આ ગળે,
જ્યમ એક ડાળ ખગજોડલી ઝુલે.

રાખી અક્ષત પોતાને હજારો હાનિઓ વિષે
વમિયે અંતને માથે શુભગાવમરો મિષે.



શ્રી ભાઈલાલ પ્ર. કોઠારી

# શાકુંતલના ત્રણ અનુવાદો

કોઈ પણ દેશની સંસ્કારિતાનું માપ તેની સાહિત્યસમૃદ્ધિ ઉપરથી નીકળે છે, કારણ તેમાં દેશનું જીવન પ્રતિબિંબિત થયેલું હોય છે. રામાયણ, મહાભારત કે ઇલિયડ જેવા ગ્રંથો વાંચીને જ આપણને તેમાં વ્યક્ત થતી પાત્રસૃષ્ટિ દ્વારા તેની પાછળની દૈશિક પરિસ્થિતિનો ખ્યાલ આવે છે.

હિંદના સંસ્કૃત સાહિત્યના કાળમાં કેટલાય કવિઓ થઈ ગયા. આજે પણ આપણે તેમનાં રચેલાં નાટકો, કાવ્યો અને અન્ય કૃતિઓ વાંચીએ છીએ અને તે કાળની સંસ્કારિતાનું માપ કાઢવાનો પ્રયત્ન કરીએ છીએ. એ ભૂતકાળ ભવ્ય હતો એમ આપણને પ્રતીતિ થાય છે.

કલાનો જન્મ માનવીના સંવેદનમાંથી થાય છે. સંવેદન તો દરેક માણસને ઓછાવત્તા પ્રમાણમાં થાય છે પણ તેથી તે તેને કલાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરતો નથી, કારણ તેમ કરવા માટે તે પૂરતો અધિકારી નથી. તીવ્ર સંવેદન સાથે માનવીમાં તેની સુયોગ્ય અભિવ્યક્તિ માટેની સમૃદ્ધ બૌદ્ધિક સામગ્રી હોવી જોઈએ. શિલ્પી, ચિતારો, કવિ, લેખક, વગેરે સૌમાં જેટલા પ્રમાણમાં આ સામગ્રી વિપુલ તેટલા જ પ્રમાણમાં તેમની પ્રતિભાનું વ્યક્તીકરણ પણ ઉત્કૃષ્ટ. માટે જ કોઈ પણ દેશના જનસમુદાયમાં દેશના જીવનનો આત્મા રજૂ કરનાર ઉત્કૃષ્ટ કલાકારોની સંખ્યાનું પ્રમાણ ઘણું ઓછું હોય છે.

કાલિદાસનો યુગ એ સંસ્કૃત સાહિત્યની ઉત્કૃષ્ટ અભિવૃદ્ધિનો યુગ હતો. રામાયણ અને મહાભારત જેવા ઇતિહાસ પુરાણોનો યુગ હતો. કાલિદાસની નાટ્યપ્રતિભાના પોષણ આ પુરાણોમાંથી થયાં હતાં. સમાજનિંદાના ભયને લીધે રાજાઓ પણ શુદ્ધ વસ્તુને પણ તે લોકવિરુદ્ધ હોવાના કારણે સ્વીકારતા અચકાતા. આવા સમાજમાં રહીને તે સમાજનું અને છતાં ય સર્વકાલને સ્પર્શતું એવું ઉત્કૃષ્ટ ચિત્ર રચવું એ કોઈ સામાન્ય વસ્તુ નથી. કાલિદાસની નવનવોન્મેષશાલિની પ્રતિભાએ જે ત્રણ નાટકોની રચના કરી તેમાંથી તેમની પરિપક્વ નાટ્યકલાના પરિપાકરૂપે જગતને ગૃહજીવનના મહાકાવ્ય જેવું શાકુંતલ પ્રાપ્ત થયું. એની સુવાસ આજે લગભગ બે હજાર વર્ષ પછી પણ પૂર્વ અને પશ્ચિમના સાહિત્યજગતને આનંદ આપી રહી છે એનું કારણ શું ? શેક્સપિયરની કરુણાન્તિકાઓ ( Tragedies ) આજે વર્ષો પછી પણ આપણે ભાન અને ભાવનાના પ્રવાહમાં ગળાબૂડ ડૂબીને વાંચીએ છીએ તેનું કારણ શું ? માનવજીવનમાં વ્યક્તિના હૃદયના શાશ્વત ઊર્મિસંવેદનો કોઈ પણ પ્રજામાં સરખી રીતે ધબકે છે. જ્યાં જ્યાં માનવી જીવન છે ત્યાં ત્યાં આ ઊર્મિસંવેદનનો ધબકાર એક અથવા બીજા સ્વરૂપે હોય છે જ. ત્યારે માનવહૃદયના શાશ્વત ઊર્મિધબકાર જ આ કૃતિઓની શાશ્વતતા માટે કારણભૂત ગણી શકાય. સાચું કવિહૃદય આ ધબકાર ઝીલે છે અને તેના સંવેદનશીલ તારો તેની જ્ઞાનસામગ્રી પર એ ધબકારના સંસ્કાર પાડે છે અને એ રસાયનિક પ્રયોગ કલાના કોઈ પણ સ્વરૂપમાં પરિણામ પામે છે.

આમ કળાની કોઈ પણ કૃતિની પરીક્ષા કરવા માટે માનવહૃદય તેની સાચી કસોટી છે—માનવબુદ્ધિ નહિ. કારણ માનવજીવનના મૂળગત સ્વભાવ તત્ત્વોમાં તેનું સ્થાન હૃદય પછી આવે છે.

પણ માનવી એ સામાજિક પ્રાણી છે. સમાજમાં પ્રવર્તમાન નીતિ નિયમોના બંધનોથી તે પર નથી થઈ શકતો. તેની કૃતિઓ પણ તે સમાજ માટે જ યોજાયલી હોય છે. આથી તેના હૃદયના સંવેદનોને વાચારૂપ આપતાં પહેલાં તે પ્રચલિત નીતિનિયમોનો સ્વીકાર દૃષ્ટિ સમક્ષ રાખીને તેમનું સમગ્ર સ્વરૂપ એવા પ્રકારનું રચે છે જેથી તે કલાકૃતિ આ નીતિનિયમોને વશવર્તી રહે છે અને છતાં ય માનવીને પોતાની આસપાસના

મર્ત્ય જગતથી પર એવા ઊર્મિ અને કલ્પનાના પ્રદેશમા લઈ જાય છે જ્યા તેના બુદ્ધિ અને હૃદય પોતાને ખૂબ ગમતા એ મહાસાગરમા ઊડુ અવગાહન કરી પરિશુદ્ધ બને છે, અને આ વ્યવહારજગતને સહન કરી લેવા જેટલી નવી શક્તિ પ્રાપ્ત કરે છે નાનાર જેટને અશે માનવીને પોતાની સસારયાત્રામા ખૂબ ઉપયોગી એવુ ઊર્મિ અને ભાવનાનુ પાથેય આપી શકે તેટલો તે ઉત્કૃષ્ટ કલાકારી એમ સ્વીકારીએ તો ખોટુ નથી અને મન પ્રદેશનુ આ અખૂટ પાથેય મેળવવા માટે પથીએ તો કલાકાર પાસે જઈ કેવળ સહૃદયતાપૂર્વક એનુ અહોનિશ ગૂજતુ ભાવનાસગીત સાભળી એને હૃદયમા ભરી રાખવાનુ હોય છે ઉપકારવશ પથી પાસે કલાકાર સ્થાય બદલાની અપેક્ષા રાખતો નથી–સિવાય કે તેની પોતાની માનવતાનો વિકાસ, તેના પોતાના હૃદયની વિશુદ્ધિ

આમ જગતના કોઈ પણ પ્રદેશમા પ્રગટેલી કલાકૃતિ એ કેવળ ત પ્રદેશને માટે નથી પણ સમસ્ત માનવજગત માટે છે જેને જેને આપણે 'માનવી' એ શબ્દથી ઓળખી શકતા હોઈએ તે સૌને માટે 'માનવી'એ રચેલી એ કૃતિ પણ છે હોમરને સમજવામા મિલ્ટનના સેતાનને ઓળખવામા, ગટેના ફૉસ્ટને હૃદયમા ઉતારવામા વિક્ટર હ્યુગોના ન મિઝેરાબ્લના જિન વાલ્જિન પ્રત્યે માનવી સહૃદયતા બતાવવામા કે પ્રિયતમા ડસ્ડેમોનાને મારી નાખનાર પશ્ચાત્તાપના પાવક અગ્નિમા સળગી રહેલા ઓથેલોના હૃદય વલોવી નાખતા Blow me about in winds ! roast me in sulphur ના ચિત્કારમા, કે परिशून्य शयनीयमद्य मे। ના અજના પ્રિયાવિલાપમા કે શકુતલાના વિરહની વેદનાથી સતપ્ત હૃદયની 'આસુ ઢહેતા થવા દેવા ના ચિત્રે પણ દ્રવ્ય ની આહમા આપણુને જગતસાહિત્યમા વ્યક્ત તા માનવહૃદયની પ્રતીતિ થાય છે

આમ હોઈને આપણી ચિત્તવૃત્તિ આવી મધુર માનવતા વ્યક્ત કરતી જગતની બધી જ ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓ તરફ સહજ આ ર્ષાય છે દેશ દેશના ઉત્તમ સાહિત્યકારો પરભાષાની એ કૃતિઓનો આસ્વાદ પોતાની ભાષામા સૌ રસિકો લઈ શકે એ માટે મૂળ કૃતિના આત્મામા પોતાના આત્માને એકાત્મરૂપ કરે છે અને એ ભાવનાસગીતને સ્વભાષાક્ષમ

ગનાનવાનો સહૃદયતાપૂર્વકનો પ્રયત્ન કરે છે જગતના ઉત્કૃષ્ટ સાહિત્યસર્જકો અને તે સાહિત્યનો આસ્વાદ તેના જુદા જુદા રસિકો કરશે તે એક શુભ અનુસંધાનતનુ બની રહે છે એમા જ તેની નાની સિદ્ધિ રહેલી છે

આમ પરભાષાને પોતાની ભાષામા ઉતારવો 'અનુવાદ' કેરા 'અનુવાદ' જ કરવો અનુવાદ નથી તે રસવાદ છે મૂળના રસનો જે યોગ્ય વાહક ન થઈ શકે તે સાચા અર્થમા અનુવાદ નથી જ તે કરવા દુભાષિયો છે હિન્દની જુદી જુદી ભાષાઓમા અને પશ્ચિમના જગતની કેટલીય ભાષાઓમા આપણા સસ્કૃત સાહિત્યના કેટલાય ગ્રંથો ભાષાન્તરાર પામ્યા છે પશ્ચિમની નાકૃતિઓને આપણ પણ આપણી ભાષાઓમા અવતારી છે છતા આખર મૂળ ત મૂળ અને અનુવાદ તે અનુવાદ જ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાય નાન્તિની મૌલિક ભાષા રસન જે આસ્વાદન કરાવે તે આસ્વાદ અનુવાદ ન જ કરાવી શક હિંદના આમ્રફળનો સાચો સ્વાદ ચીન કરેના બાભામા ભરના કરીના કટકાથી ન જ આવી શક છતાય સમસ્ત સાહિત્ય જગતના આત્મા સાથે એ તા સાધવી હોય તો અનુવાદોની આવશ્યકતા આપણે રવીન્દ્રની જ જોઈશે

શાકુતલનો રસાસ્વા નવવાના આપણે ત્યા જ પાચ છ વિદ્વાનોએ પ્રયત્નો કર્યા છે તેમાના ત્રણને જ અહી લક્ષમા રાખ્યા છે શ્રી ઝવેરીલાલ ઉ યાજ્ઞિક, કવિ નાનાલાલ અને પ્રા બળવતરાય ઠાકોર આ ત્રણેના અનુવાદો વિશે વિશેષ વિગતમા ઊતરતા પહેલા દરેકની અનુવાદવિષયક કાર્યપદ્ધતિનો ખ્યાલ હોવો આવશ્યક થશે

યુરોપમા ઇગ્લિશ ફ્રેચ, જર્મન ઇટાલિયન ડનિશ સ્વિડિશ વગેરે ભાષાઓમા શાકુતલનું ભાષાનર ત્યારનુ ય પ્રસિદ્ધ પામ્યુ હતુ એવા સમયમા આજથી લગભગ પોણોસો વર્ષ પર શાકુતલનુ ગુજરાતી ભાષાતર અને તે પણ શ્રી ઝવેરીના કહેવા પ્રમાણે તો સસ્કૃત નાટકનુ નાટકનુ ગુજરાતી મધ્યે ભાષાનર કરવામા આ પ્રથમ યત્ન' હતો ગુજરાતી નાટકસાહિત્ય તે સમયે વિકાસ તો નહોતુ પામ્યુ એટલુ જ નહિ પણ ઈ સ ૧૮૫૧ મા પ્રસિદ્ધ થયેલુ વિ દલપતરામરચિત 'લક્ષ્મી નાટક' તથા 'મિથ્યાભિમાન નાટક', વિ નર્મદાશ રચિત 'શ્રી રામજાનકી દર્શન' 'સીતા દર્શન'

'માગ નાકુંતન' અને 'ગાનકૃષ્ણ વિજય, જેના સમયદૃષ્ટિએ પ્રથમ આવતા નાટકો સિવાય ખનુ જગતગીનુ નાટક તો 'નનિતા દુ ખ-ર્શન' ઙુસ્તમા જ મળાગ પડય હતુ

આમ શ્રી યાનિન્નો પ્રયત્ન નાકુંતનની મૂળની કનાચાતુરી ગુજરાતીમા ઉતારવાનો તો ખરો જ, પણ તે સાથે તેમને તે કાળનો સમાજ તેમનો અનુવાદ વાચે અને અપનાવે એવુ સામાન્ય ધોરણ ગખવાનો હતો જ એમ માનવુ યોગ્ય થશે તેમની સન ૧૮૯૬ મા છપાયેલી બીજી આવૃત્તિની પ્રસ્તાવના જેના આ વાતને પુષ્ટિ મળે છે તમા તે જણાવે છે કે

> 'સુમારે વીસ વર્ષ ઉપર આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાઈ હતી ત વખતે એક હજાર નકલ છપાવી પ્રસિદ્ધ કરી હતી એ સમયે નાટક ભજવી બતાવવાની રીત ન હતી તથા નાટકના પુસ્તકો વાચવાની લોકોમા અભિરુચિ ન હતી પણ ધીમે ધીમે નાટકના ગ્રથ વાચવાનો અને નાટક જોવાનો શોખ એટલો બધો વધી પડ્યો છે આજકાલ ગુજરાતી, કાઠિયાવાડની અને પારસીઓની નાટક મડળીઓ નાટકો કરી બતાવે છે અને તે જોવાને હજારો લોકો સ્ત્રી અને પુરુષો જાય છે આવે સમયે આ શાકુંતલ નાટકના પુસ્તકનો વધારે ખપ લાગે એ સ્વાભાવિક છે

આ ઉપરથી આપણને સમજાય છે કે લોકોમા નાટક વાચવાના તથા જોવાનો રસ જાગે એ હેતુ લક્ષમા રાખીને એમણે શાકુંતલનુ આવુ ભાષાતર કર્યું છે એમા યોજવામા આવેલા દોહરા, ઉપજાતિ કે આખ્યાનકી વૃત્ત, કે ભુજગપ્રયાત વૃત્ત મૂળના ભાવને યોગ્ય રીતે વ્યક્ત કરવામા ગમે તેટલા પ્રતિકૂળ હોય પરતુ જનસમાજની નાટક પ્રત્યેની અભિરુચિ કેળવવા પોષવામા સહાયભૂત થઈ સમસ્ત અનુવાદ લોકપ્રિય થઈ પડે એ પ્રકારનો તેમનો હેતુ તો તેમા સફળ થયો છે જ એમ આપણે આજે પણ કહી શકીએ તેમ છીએ, કારણ કે ઝાલાના અત્યાર સુધીના અનુવાદોમા આટલી સફળતા તો નથી જ નથી અને છતાય એ અનુવાદની ખૂબી એ છે કે સસ્કૃત ભાષાની પ્રૌઢિ એમણે ગુજરાતીમા પણ જાળવી રાખી છે મૂળના એક શ્લો ને

કેમાણે તેમણે મે કે નણ સ્તોક મૂકી સ્વિહૃદયને ભાવ સરળ ભાષામાં સ્મૂ. સ્રવાને જે પ્રયત્ન ર્યો છે ને સદોર કોના છતાય તેમનો હેતુ ધ્યાનમાં રાખતા માનાર્હ બને છે આ નણેર ભાષાતરોમાં આ ભાષાતરના ક્રનાર સ્તોકો તા આજે પણ મૂળના ભાવોને જે અજબ રીતે વ્યક્ત ર્યે છે તે જોતા નણેમા ઉત્તમ નાગે તેવા છે

રને નાનાનાન સ્વિનુ ભાષાન્તરમાર તરીકેનુ દૃષ્ટિબિંદુ સમ_ વઇ એ તમના સ્હેના પ્રમાણે 'ભાષાન્તર એટલે જ છબિ મૂળ નહી' 'આડીઅધૂરી આ ભાષાતરે છબિ જ છે' તે પોતે જ શન રે છે કે 'પ્રૌઢા ગીર્વાણનું ગૌરવ સુકુમાર ગુજરાતીમા સ્ટનુક ઉતરશે?' પણ છતાય ઘણાઇખા કાન્તિશમ્નસમા ટહુસ્તા ધ્વનિ અને યગ તથા કાલિદાસની 'લાડકી બોલીનો મજ્જુન સ્નરવ મૃદુન ગુજરાતીમા' ઝીલવાનો અને સ્વિની વિલાસ શૈલી (कालिदासो विलास) ને પણ ગુજરાતીમા લલિત લીલાથી સચવતી રસિકાની જેમ આલેખવાનો પ્રયત્ન એ તેમનો સિદ્ધહેતુ છે

પણ એમાય સ્વિને જોઈએ તેટલી સફળતા મળી હોય તમ લાગતુ નથી એમની કૃતિઓની અપદ્યાગદ્ય શૈલી આ અનુવાદમા પણ જોવા મળે છે. એટલે જ્યા કાલિદાસ જેનાએ પણ ગદ્યને અનુકૂળ વાક્યવિન્યાસની યોજના રાખી છે તેને પણ કવિએ તેના મૂળ ભાવ સાથે શુ ગુજરાતી ગદ્ય સ્વરૂપે ન અવતારતા અપદ્યાગદ્ય અને તે ગદ્યની જાણીતી શિણપોના ખૂરપા ઓઢાડ્યા છે આને 'કાન્તિદાસની લાડકી બોલી'ના નામે પ્રચલિત વ્વી એમા ચોખ્ખો ઔચિત્યભગ માલૂમ પડે છે એક બે દાખલાથી આ વસ્તુ સ્ફુટ થશે અને સમજાશે કે આ શૈલી મૂળની ભાષાશૈલીને ન વળગી રહેવાથી કૃત્રિમ પણ બને છે

અ ૨, પા ૪૦

રા —માધવ્ય પામ્યો નથી તુ લોચનનું ફળ કારણ કે દૃષ્ટિમાધ્યા શું તે દીઠું નથી.

વિ —ખરે! આપ ર ાઙી આગળ જ છો ને?

શ.—સૌ પોતાનાં ને જ સુંદર પેખે. હું તો હને આશ્રમના ભાગ્યમણિ-રૂપ શકુન્તલા વિષે કહું છું.

વિ.—(સ્વગત) ભલ્લા ! એમને અવસર જ ન આપુ. (પ્રકાશ) અહો મિત્ર ! આપ તો એ તાપસ કન્યાના કોડીલા દીસો છો ને શું ?

શ.—સખે ! તજ્યા શી વસ્તુઓમાં પુરુવંશીનાં મન નથી પ્રોવાતાં.

* * *

વિ.—(હસીને) જેમ કોઈ ખજૂર પેશીઓથી મનગ્રહયો આમલીનો કોડીલો થાય, એમ રમણીરત્નોના અભાવ થયે આપને પ્રગટયા આના કોડ.

અં. ૫, પા. ૮૭

શ.—(રોષથી) હે અનાર્ય ! પોતાના હૈયા પેઠે પેખો છો સૌને. બીજો કોણ અત્યારે ધર્મનો અંચળો ઓઢેલો, તૃણછાયા કૂવા જેવો, આપ સમોવડ શોધ્યો ક્યહાં સાંપડશે ?

શ.—(આત્મગત) મ્હારી બુદ્ધિમા યે સન્દેહ નાખતો, અણુઆડંબરી શો, લાગે છે એનો કોપ.

હવે આ જ બે વિભાગોનું પ્રા. ઠાકોરે કેવી રીતે ભાષાંતર કર્યું છે તે જોઈએ ·

અં. ૨, પૃ ૨૯

શ.—માધવ્ય ખરે નેત્રલ્હાવ ત લીધો જ નથી, કેમ જે શ્રેષ્ઠ દેખાવડું તો તેં દીઠું જ નથી.

વિ.—અરે મ્હારી આખ આગળ જ આપ છો ને ?

શ.—સૌ આત્મીયને સુંદર ગણે જ. પણ હું તો આ આશ્રમની અનુપમ શોભા શકુંતલા વિષે કહુ છું.

વિ.—(સ્વગત) વારુ, આને લાગ જ નહીં દઉં. (મ્હોટેથી), રે વયસ્ય, આપ તો તાપસકન્યા પર મોહી પડયા દીસો છો.

શ.—સમે, પૌન્વોના હિતમા નિદ્ધિ નામના ગ્રુર જ નહિ

*   *   *

વિ.—(હરી ૫ ના) જેમ કા ી ખજૂરની પેશીઓનો અનાર થઈ આમવી નાંકે દાદ મળે તેમ ગ્રીસ્તોને ઉદ્દેખીને આપ આરી ઇચ્છા કરો છે।

અ ૫ ૬ ૮૩

ના —( ગુમ્માથા ) આાય, ાન ઉપરથી ૮ મીજાને માપો છા ' ધર્મનો અગ્રગો ધગનાગ—ધામથી ૬ ચેિન કુના॥ જેનાન્ત માગી માફ ને મીજુ નાણ નર્તુ છે '

ના —( ક્ર ાત ) મ્હને સગયમા નાખના ઓનો કાપ કોણુ જાણુ અનરકગી જેવો નાગી જાય ક

લબાણુના બયે નાહિ ન ભાસાનર આપ્યુ નથી પરતુ ઉપરના બેને સરખાવી જેનાથી મ્યામા માલિદાસની નાસાનુ ગૌરવ યોગ્ય રીતે વ્યક્ત થયુ છે તે સ જ સમજાશે અવમત્ત મવિના ' શુ ', ' પેખે , ' પ્રોનાતા ' સમોન જેના શબ્દો ભાસાને નાદ ની ભ્યાડબરી બનાવી દે છે તેમ પ્રા ઠાકોરના ' શ્રેષ્ઠ સાથે જ આવતા ' દેખાડુ શબ્દનો ઉપયોગ ક્ર્ણકટુ નાગે છે જ એનો પણ આપણે ધ્યાન રાખીશુ પરતુ એકદરે જોતા ઠાકોરનો ાદ અનુવા મૂળને અનુલક્ષીને વધ શિષ્ટ છે એમા શક નથી

ભ્યા રીત નેતા ાલિદાસના કવિઆત્માની કવિની પરખ ઘણી સાચી કોવા છતાય નમના કરેના સવા મા તેમની અગીગત વિલક્ષણતાઓથી આપણે એ સમર્થ વિનો વાગ્મો બીજા સમર્થ વિદ્વાન મળતા અટકી ગયો જ

નાકુતનમા રહેના કવિનો આત્મા જે જે શ્લાકા ૬ વાક્યો દ્વારા વ્યક્ત થયેના છે તેને આ ત્રણે ભાષાતરકારો કેટકેટની સફળતાપૂર્વક અવતારી શક્યા છે એનો ક્યાસ તા આપણે છેવટે કરવાનો જ છે એ તે લબાણ ન કરતા હવે ત્રીજા અનુવાદક ના બ. ક ઠાકોર તરફ વળીએ કાલિદાસના પ્રસાદ

શબ્દાર્થશુદ્ધિ અને સરસતાની ત્રિવિધ સિદ્ધિઓને ભાષાન્તરમાં એકી સાથે મેળવવી એ કેટલો દુષ્કર પ્રયોગ છે એનું ભાન પ્રો. ઠાકોરને આજથી છત્રીસ વર્ષ પહેલાં જ્યારે તેમણે શાકુંતલના ભાષાન્તરની પ્રથમાવૃત્તિ બહાર પાડી ત્યારથી હતું. 'સંસ્કૃતનું મનોહરત્વ સંસ્કૃતમાં જ છે. કવિતાના દેહ અને આત્મા એટલાં બધાં સંલગ્ન હોય છે કે તેને એકમાંથી બીજી ભાષામાં ઉતારવાનું કામ દુષ્કર છે, અને કાલિદાસ તો કાલિદાસ જ છે.' × × × 'મ્હારી ભાવના મૂલના જે જે પાઠ સ્વીકાર્ય ઠરે તેનો અતિનિકટ પ્રતિબિંબરૂપ તરજુમો જ કરવાની; અને સંસ્કૃત પંડિતો તેમ મૂલના પરિચયીઓ અને અભ્યાસીઓ સામાન્ય તરજુમામાં સરસતા, શૈલી, પ્રસાદ કે એવા કોઈ બીજા ગુણો માટે જુવે, ત્યારે આ તરજુમાને મુખ્યત્વે શુદ્ધિની દૃષ્ટિએ અને શાસ્ત્રીય ધોરણે તપાસે,—એ તો આ સાહસ માગી જ લે છે.'

આટલાથી પ્રો. ઠાકોરનું શાકુંતલના ભાષાન્તર વિશેનું દૃષ્ટિબિંદુ સ્ફુટ થશે. આ દૃષ્ટિએ એમનો કરેલો અનુવાદ એમની શુદ્ધિને, શિષ્ટતાને અને વિદ્વત્તાને શોભા આપે તેવો થયો છે અને જેઓ કેવળ પાંડિત્યના ચશ્માથી જ જોવાનો પ્રયત્ન કરશે તેમને તો તે ઉત્કૃષ્ટ જ લાગશે એમાં શંકા નથી. પરંતુ काव्य रसात्मक वाक्यम् ન્યાયે આપણે જોવાનો પ્રયત્ન કરીશું તોય સફળતા નહિ મળે એમ તો છેક નહિ પણ પ્રમાણમાં કાંઈક ઓછી મળશે. એ ભાષાન્તરમાં સંક્ષિપ્તતા, અર્થઘનત્વ, વ્યંજના અને મૂળના વાતાવરણને રજૂ કરવાની ધગશના ગુણો આપણને જરૂર માલૂમ પડે છે. એક નથી માલૂમ પડતું તે શાકુંતલનું સમસ્ત અખંડ રસસ્વરૂપ જે કાલિદાસના આત્માના શાન્તમધુર સ્વરની મનોહારિતા દ્વારા આખા નાટકને ભરી દે છે. અને તેનું કારણ તેમણે જણાવ્યું છે તેમ મૂળના દેહ અને આત્માને સાથે રાખવા જતાં અનુભવાતી ભિન્નતા. એમણે ભાષાન્તરમાં મૂળનાં જ વૃત્તો ઇત્યાદિ રાખ્યાં છે; ઝૂલણા જેવા છંદનો ઉપયોગ કેવળ અપવાદરૂપે જ કર્યો છે.

હવે આપણે ત્રણે અનુવાદોના શ્લોક ઇત્યાદિમાં રહેલી રસદૃષ્ટિ વિશે વિચાર કરીશું. ચોથા અંકના શ્લોકચતુષ્ટયને તો ક્રમશઃ લઈશું જ, પરંતુ તે પૂર્વે કવિના મૂળના હૃદ્ગત ભાવોને વ્યક્ત કરતી સામગ્રી ભાષાન્તરમાં કેવા સ્વરૂપે રજૂ થઈ છે તે પણ જોઈશું.

પ્રથમ અંકમાં શકુંતલાનું સૌંદર્ય જોઈ મુગ્ધ બનેલો રાજા કહે છે,

*किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम्*

ભાષાંતર—યાજ્ઞિક　મધુર શિકલ જેની શું ન શોભે ય તેને.
,,　—નાનાલાલ　શું ય નવ શણગારે માધુરી મૂર્તિઓને.
,,　—ઠાકોર　મધુર વપુતણી શું શું વધારે ન શોભા !

બીજા અંકમાં રાજા વિદૂષકને પોતાનો શકુંતલા સાથેનો પ્રસંગ વર્ણવે છે તેમા એક મધુર ચિત્ર દોરે છે.

विनयवारितवृत्तिरतस्तया
न विवृतो मदनो न च संवृत ॥

યાજ્ઞિક—　વિનયથી મનનો ચટકો, અરે !
મુજ મને અટકી જ ગયો ખરે
મદન લાગટ ના પ્રગટી શકી
ત્યમ ન ગુપ્ત રહ્યો પણ એ થકી.

નાનાલાલ—　વિનયવારી રતિ ત્યમ ત્હેની તે,
ન મદને છતી કીધી ન છાવરી.

ઠાકોર—　વિનયને પડદે વસતી રતિ
નહિ અદૃશ્ય રહી, ન થઈ છતી.

યાજ્ઞિકના ભાષાન્તરમા કાંઈક ભૂલ થતી લાગે છે.

શકુંતલાના મર્મવચનોથી ભેંઠાયેલો રાજા ત્રીજા અંકમાં પોતાના મનની દશા વ્યક્ત કરે છે.

इदमनन्यपरायणमन्यथा
हृदयसंनिहिते हृदय मम ।
यदि समर्थयसे मदिरेक्षणे
मदनबाणहतोऽस्मि हत पुन ॥

યાજ્ઞિક— જતાં આજ શકુંતલા ઘરથકી એવો વિચાર કરી
ચિંતામાં મગ્ન નાગનું ઉરથકી કાર્ય જાયે કરી
બેઠો છું મુજ કંઠ ગદ્ગદિત છે અશ્રુપ્રવાહે ભરી
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન ના પેરી
એવો શોક અરણ્યવાસી અમને થાયે ખરા સ્નેહથી
તો ની વાત કરૂં ગૃહસ્થ જનની સંસાર કરી જુદી
માયા ને મમતા થકી હૃદયમાં કન્યા જતે સાસરે
પીડાય અતિ માન એ નવીન આ પુત્રી વિયોગે ખરે

નાનાલાલ— આજે જનાર શકુંતલા' નહીં જ એ હૈયું હિંડોળ ચડ્યું,
ઊંડા અશ્રુ જ - થકી રૂંધતા, નેત્રો ય ચિંતાજડ,
વાત્સલ્યે વનવાસી વિહ્વળ છે યે હું આમ તે આજે।
તો સંસારી-પત્ને ગ થ નન પીડે પુત્રી વિરહની ૫ી ।

ઠાકોર— આજે જાય શકુંતલા પતિગૃહે બેચેન હૈયું ને
રોકયા આસુંથિ કંઠ ગદ્ગદ બને, ઝાંખી બને આંખડી
વાત્સલ્યે થતું આમ ત્યાગિ મુજને, તો શા વિરોના ભ
ન્યાને જતા નવાય હૃદયો સંસારિ મા બાપના ?

૭

शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥

યાજ્ઞિક— સેવા તું કરજે સદા મન થકી તારા વડીલો તણી
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી
ભર્તા રોષ કરી વઢે કદી તને સામે ન તો યે થતી
તારે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડવું
જે વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયે બડે જ્ઞાન તું
તે વેળા મનમાં ફુલાઈ ન જતી કે માન્ય ગણી છું ।

વર્તે જે અબળાજનો ઉપરની રીતે બધાં તે ધરે
સન્નારી અધિકારને, અવરતો બોજે કુળોને ખરે.

નાનાલાલ— સેવા કરી વડીલોની તું પ્રિય સખી થાજે સપત્નીની સૌ,
સ્વામીના તરછોડવે ય નવ તુ રોષે વિરુદ્ધે જતી:
નોકરને અતિ દાખજે મુજનતા, ફૂલતી સુભાગ્યે ન તું:
એ વિધ યે ગૃહિણીનું પદ યુવતિઓ, છે શાપ કુલનો બીજી.

ઠાકોર— સેવે સૌ ગુરને, બને પ્રિય સખી સર્વે સપત્ની તણી,
ન્યક્કારે પતિ તોય રોષ વશ થૈ સામી ન થાજે કદા;
દાક્ષિણ્યે સઉ દાસદાસી રિઝવે સદ્‌ભાગ્યથી ના છકે,
આ રીતે ગૃહિણી વદ બનિ શકે. આથી જ બીજી ફરે

૮

अभिजनवतो भर्तु श्लाघ्ये स्थिता गृहिणीपदे
विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला ।
तनयमचिरात् प्राचीवार्कं प्रसूय च पावनं
मम विरहजां न त्वं वत्से शुचं गणयिष्यसि ॥

(દોહરા)

યાજ્ઞિક— ઉચ્ચ વર્ણ ભર્તાગ્નની ધણીઆણીનુ સ્થાન
મળશે માનીતું તને જાણે ચતુરસુજાન
નાથતણા વૈભવ થકી કાજ ઘણેરાં હોય
નાથનું મન તે વિષે લાગેલુ ખૂબ જોય
થાશે ખરે જ ન થશે વ્યગ્ર નિરંતર ચિત્ત
એના દુઃખે દુઃખ છે સુખથી સુખ એ રીત
પછી પ્રસવશે એક સુત પવિત્ર રૂડો સૂર્ય
પ્રકટ કરે છે રોજને રોજ દિશા જ્યમ પૂર્વ
તે વેળા સંસારના ખટલામાંહ પડીશ
મુજ વિયોગની મોગના બેટા, તું વિસરીશ.

હવે આપણે આ શ્લોક ચતુષ્ટય ઉપરાંતની શાકુંતલની શેષ રસસામગ્રીના નિદર્શનરૂપ એ કે ત્રણ શ્લોક લઈ આ રસસમીક્ષાપર્વની પૂર્ણાહુતિ કરીશું

પાંચમા અંકની શરૂઆતમાં સંગીતશાળામાંથી આવતા ગાનમાધુર્યથી રાજાના હૃદયમાં જે અવ્યક્ત વેદના થાય છે તેના પરિણામે ભાવદર્શન સાથે જે અનુભવ વ્યક્ત થાય છે તે જોઈએ.

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकीभवति यत् सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जनान्तरसौहृदानि ॥

### વસન્તતિલકા વૃત્ત

**યાજ્ઞિક—**

દેખી પદાર્થ રમણીય તથા મધુરી
વાણી સુણી સહજ હર્ષિત થાય હૈયું
તેવું છતાં પુરુષ વ્યાકુલ ચિત્ત થાયે
ત્યારે ખરે ઘણું કરી મન સાંભરે પૂરે
જે વાત એક સમયે ગઈ વિસ્મૃતીમાં
તનુ કરે સ્મરણ ચિત્ત અજાણમાં એ
સામાન્યતઃ અપર જન્મ વિષે થયેલા
જે ભાવ તે હૃદયમાં સ્થિર થૈ રહે છે.

**નાનાલાલ—**

રમ્યો નિહાળી, મધુર સુણી કાંઈ શબ્દો,
આતુર થાય જગના સુખિયા ય પ્રાણી
સાચે પછી મન સ્મરે છ અજાણના યે,
હૈયે જડેલ જનમાન્તરના ય સ્નેહાના

### પૃથ્વી

**ઠાકોર—**

મનોહર નીહાળિ સુર મધુરા તણી સાંભળી
સુખી છતે બને તથાપિ કંઈ ઊંડ તે રહે ઘણા,
તદા ઉર મહીં અજાણપણમાં ય પ્રીતિ ખરે
રહી અમર બીજ કોઈ ભવ આગલાની સ્ફુરે

છઠ્ઠા અન્મા શકુંતલાના અભિજ્ઞાન પછી રાજાની પશ્ચાત્તાપ અ વિન્હથી વ્યાકુલ ચિત્તદશાની અતિ કોમળ અને હૃદયસ્પર્શી અભિવ્યક્તિ આપણે નીચેના શ્લોકમા જોઈ શકીએ છીએ

प्रजागरात् खिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।
बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥

યાજ્ઞિક— જાગી જતા પડચો મધ એનો સ્વપ્ને સમાગમ
અશ્રુ જોવા દગી ના કે ચિત્રમા પણ વહાલીને

નાનાલાલ— ઉજાગરો નિરોધે છે હેનો સ્વપ્ને સમાગમ
આંસુડાં પેખવા ના દે એને ચિત્રે ય ચીતરી

ઠાકોર— ઉજાગરે નહી એનો પામુ સ્વપ્ને સમાગમ
આંસુ વહેતા થવા દેતા ના ચિત્રે પણ દર્શન

અને હવે પેલો ફ્રેચ વિદ્વાન ચેઝી જેના પર ફીદા થઈ ગયો હતા એ જગતના સર્વ માતાપિતાના હૃદયોને સ્પર્શી જતા અને કેપ્ટન ગિબ્સ વેદનો જગાડતા કરુણ ભાવનાના પ્રતીકસમા શ્લોકને જોઈએ

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

યાજ્ઞિક — દેખાય દંત કળિયો અનિમિત્ત હાસે
ને નાન કાનુ મૃદુ અસ્ફુટ વેણ હોય
ખોળે મિલાપ્રણયથી જ્યમ લ્હાન આવે
ક્રીડા કરે અનુપ માગ્યા આમ સ્હેજે
માતા અને પિતના ઉછરંગ મધુર
મેલી જતા મન કરે નગી તેય સધુર
મેલાભ્તા મલિન વસ્ત્ર થયા છ જેને
છે ધન્ય ન જનમને જનની જનોને

છઠ્ઠા અંકમાં શકુંતલાના અભિજ્ઞાન પછી રાજાની પશ્ચાત્તાપ અને વિરહથી વ્યાકુલ ચિત્તદશાની અતિ કોમળ અને હૃદયસ્પર્શી અભિવ્યક્તિ આપણે નીચેના શ્લોકમાં જોઈ શકીએ છીએ.

प्रजागरात् खिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।
बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥

**યાજ્ઞિક—** જાગી જતાં પડ્યો બંધ એનો સ્વપ્ને સમાગમ
અશ્રુ જોવા વળી ના દે ચિત્રમાં પણ વ્હાલીને

**નાનાલાલ—** ઉજાગરો નિરોધે છે ત્હેનો સ્વપ્ને સમાગમ;
આંસુડાં પેખવા ના દે એને ચિત્રે ય ચીતરી.

**ઠાકોર—** ઉજાગરે નહીં એનો પામું સ્વપ્ને સમાગમ,
આંસુ વ્હેતાં થવા દેતાં ના ચિત્રે પણ દર્શન.

અને હવે પેલો ફ્રેંચ વિદ્વાન ચેઝી જેના પર ફીદા થઈ ગયો હતો એ જગતનાં સર્વ માતાપિતાનાં હૃદયોને સ્પર્શી જતા અને કેટલાંય ઊર્મિસંવેદનો જગાડતા કુટુંબ ભાવનાના પ્રતીકસમા શ્લોકને જોઈએ.

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

**યાજ્ઞિક—** દેખાય દંત કળિયો અનિમિત્ત હાસે:
ને કાલુ કાલુ મૃદુ અસ્ફુટ વેણ હોંસે
ભાખે મિઠા સ્વરથકી; જ્યમ વ્હાલ આવે
ક્રીડા કરે અનુપ બાળક આમ ગ્હેલે.
માતા અને પિતરના ઉછરંગ મધ્યે
બેસી જવા મન કરે વળી તેય સખ્ય
બેસાડતાં મલિન વસ્ત્ર થયાં છ જેને.
છે ધન્ય ને જનકને જનની જનોને

કોઈએ ત્યાં નવો વિચાર આપણા આગળ ધરવામાં આવે છે જે ક્લિષ્ટતા ઉત્પન્ન કરે છે. વળી 'ને વેગા મનમાં કુવાર્ઈ ન જતી કે માન્ય ગણી છું દ' જેવી અનાવશ્યક પંક્તિઓ પણ થોડા પ્રયત્ને દૂર કરી શકાઈ હોત તો મૂળનું શૈલીવિષયક ગૌરવપણ જોખમાત નહિ.

નાનાલાલમાં છંદવિષયક છૂટનો એટલો અતિરેક છે કે નથી અહીં મૂળનું પ્રસાદીપણું કે નથી તેમની પોતાની લાક્ષણિક મગનતા જે બીજા કેટલાક શ્લોકોમાં જોવા મળે છે.

ઠાકોરનું ભાષાંતર મૂળના ભાવ યોગ્ય રીતે છંદને અનુકૂળ રહી રજૂ કરી શકે છે, પણ મૂળમાં જે આનાર્થ પ્રયોગો (शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्ति) છે તે ભાષાંતરમાં 'સેવે સૌ ગુરુને, અને પ્રિય સખી સર્વે સપત્ની તણી' માં જોવા મળતા નથી. છેવટની પંક્તિનો 'બની શકે' પ્રયોગ જેવું સૂચન કરે છે તે મૂળ 'यान्त्येवं'માં જણાતો નથી. એટલું બાદ કરતાં શ્લોકનું માધુર્ય હૃદયસ્પર્શી બની રહે છે

શ્લોક ચતુષ્ટયના ત્રીજા શ્લોકને યાજ્ઞિકે દોહરા દ્વારા વ્યક્ત કરવાનો જે પ્રયત્ન કર્યો છે તેની અયોગ્યતા વિષે આપણે મૌન જ સેવી નાનાલાલનું ભાષાંતર જોઈએ. અહીં પણ તેમની છંદને અંગેની છૂટો મૂળના ભાવોને વ્યક્ત કરવામાં કોઈ રીતે ઉપયોગી થઈ પડી નથી 'अभिजनवतो'નું ભાષાંતર 'ભર્યાં ઘરના'થી થયું છે તે અસ્વાભાવિક લાગે છે 'ઉચ્ચ કુળના' એ ભાષાંતર જ આ પ્રસંગને અંગે વધુ ઉચિત લાગે છે

ઠાકોરના ભાષાંતરમાં મૂળની રચનાના બધા જ લક્ષણો અનુવાદક્ષમ બન્યા છે એ તો ભાષાંતર જોતાં સહજ સમજાય એવું છે

ચતુષ્ટયના છેલ્લા શ્લોકનું યાજ્ઞિકનું ભાષાંતર મૂળના ભાવોને સરળ રીતે રજૂ કરી શક્યું છે ઠાકોરનું નાટ્ય આડંબરી બની ગયું છે, પણ નાનાલાલનું સુંદર, સરળ અને મનોહારી મની મૂળના શાન્ત રસને લાક્ષણિક રીતે રજૂ કરી શક્યું છે તે રીતે જોતાં તે ઉત્તમ લાગે છે.

આમ આપણે જોયું કે કાલિદાસની ઊર્મિનું સંવેદન જેટલું ઠાકોરના અનુવાદની શિષ્ટતા અને સરલ પ્રવાહિતામાં થાય છે તેટલું નાનાલાલના તેમણે લીધેલી છંદવિષયક છૂટો પછી પણ નહિ ઓછા પ્રમાણમાં જોવા મળે

છે. કાલિદાસના રસની અભિવ્યક્તિ ભવભૂતિની જેમ 'વાચ્ય' નથી પણ વ્યંગ્ય છે અને તે આપણને ઠાકોરની શાકુંતલની સુધારેલી આવૃત્તિમાં સ્થળે સ્થળે જોવા મળે છે.

અતિ લંબાણ ન કરતાં હવે આપણે બાકીનાં ત્રણ ઉદાહરણોની રસદષ્ટિ-વિષયક ચર્ચાને ઉતાવળે સમેટી લઈશું. 'रम्याणि वीक्ष्य'નું માધુર્ય નાનાલાલના ભાષાંતરમાં છે તેટલું બીજા બેમાં નથી. યાજ્ઞિકમાં લંબાણ થવાથી શ્લોક-સમસ્તની સંઘટ્ટ કલ્પનાનું પોત ઢીલું બની જાય છે જ્યારે ઠાકોરે છંદનું સ્વરૂપ બદલ્યું છે જેથી મૂલની કર્ણ પરની અસર વસંતતિલકાની હોઈ વાચકનું ચિત્ત બને ત્યાં સુધી બીજો કોઈ છંદ સ્વીકારવા એકદમ તૈયારી બતાવતું નથી.

प्रजागरात् खिलीभूत.. ની દર્દમય સ્થિતિનું ભાષાંતર ત્રણેયનું સુંદર છે પરંતુ યાજ્ઞિકે प्रजागरात्નો અર્થ 'જાગી જતાં' કર્યો છે તે કાંઈક પ્રતિકૂળ જણાય છે. 'વ્હાલીને' શબ્દદ્વારા મૂલના ભાવને વધુ સ્ફુટ કરવાના લોભમાં તેમણે એ પંક્તિને કાંઈક સામાન્ય કોટિની બનાવી દીધી છે.

"आलक्ष्य दन्त..."ની યાજ્ઞિકની ભાષા મૂલના ભાવને સરલતાપૂર્વક લોકભોગ્ય રીતે રજૂ કરવામાં સફળતા પામી છે. ઠાકોરનામાં अव्याश्रय प्रणदिन-स्तनयान् वहन्तोનું ભાષાંતર 'ખોળો ખુંદે મ્હસ રસે, સુત એહવાના' કરેલું છે તે મૂલના ભાવને વ્યક્ત કરવામાં કાંઈક ગૌણતાવાળું લાગે છે. એના કરતાં નાનાલાલનું 'ખોળે ચ્હડયાનું કરતા પૃત તડતા કો' વધુ યોગ્ય અને મૂલના ભાવને સમ્યક્ રીતે વ્યક્ત કરે છે. વળી ઠાકોરનું 'ધવલ દન્તકળી દિપાવી'માં 'आलक्ष्य' (આછા દેખાતા) નો ભાવ વ્યક્ત થતો નથી. આ શ્લોકનું નાનાલાલનું ભાષાંતર રસદષ્ટિએ ઉત્તમ લાગે છે.

આમ આપણે આ નાટકના દસ ઉત્તમ શ્લોકોની રસદષ્ટિએ અને બીજી રીતે તુલના કરી. એ બંનેમાં યાજ્ઞિકના સાદા સરળ અને કાંઈક વધારે પડતા free મુક્ત ભાષાંતરને બાજુએ મૂકીએ તો ઠાકોર અને નાનાલાલનાં ભાષાંતરો રસદષ્ટિએ લગભગ સમાનકક્ષ રહે છે; પરંતુ નાનાલાલે કાલિદાસના રસાત્મા સાથે એકાત્મભાવ સાધવા છતાંય છંદવિષયક જે

શ્રી ઇન્દુલાલ ગાંધી

# વીરશ્રીની કલ્પના

મેદાન આખું મુડદે ભર્યું હતું
ખાબોચિયે શોણિતના પડીને, ગીધો અને બાજનું નાનું ટોળું,
ખસેડીને એક બીજાની કાયા ધોતું હતું પાંખ રજે ભરેલી
એકાન્તની નિર્જીવ,–મૂક શાંતિ, ઠરી હતી ત્યાં જ્યમ લીન ચિત્તે
ગંગા પરે કર્વત હોય ચાલતી
ગ્લાનિભરી નિર્જનતા પડી હતી

મુડદાની વચ્ચે થઈ નીકળી એ, સાથે કવિ દિગ્મૂઢ ચાલતો'તો,
તરુની ટોચે રહ્યું પાન ધ્રૂજે, અંગાંગમાં એમ ધ્રૂજી રહ્યો'તો
હૈયે ન'તો કંપ, અજંપ શૌર્યની
ગૂંથી રહ્યા'તો સ્વરગાન છાની

'સેનાપતિનો અહીં પુત્ર જો પડ્યો, કહે જતી'તી યુવતી કવિને,
'બાંધેલ હાથે હજી લગ્નચિહ્ન કર્યા વિના કે અગ્નિ બતાવ્યા
વિના લીધો છેદિત હાથ હાથમાં
પાછો હઠ્યો સ્હેજ, કવિ દબાવી
બે હાથને એકબીજાની નીચે!'

'મને મળી'તી ગઈ કાલ મંદિરે, આ મૃત સૈનિકની ઉરશોભના'
બોલી રહી'તી યુવતી સભાનમાં

શ્રી ઇન્દુલાલ ગાંધી

# વીરશ્રીની કલ્પના

મેદાન આખું મુડદે ભર્યું હતું,
ખાબોચિયે શોણિતના પડીને, ગીધો અને બાજનું નાનું ટોળું;
ખસેડીને એક બીજાની કાયા ઘોતુ હતુ પાણ ગજે ભરેલી.
એકાન્તની નિર્જીવ,–મૂક શાંતિ, હરી હતી ત્યા, જ્યમ તીવ્ર ચિસે
ગળા પરે કર્વત હોય ચાલતી
ગ્લાનિભરી નિર્જનતા પડી હતી

મુડદાની વચ્ચે થઈ નીકળી એ, માથે કવિ દિગ્મૂઢ ચાલતો'તો,
તરુની ટોચે રહ્યુ પાન ધ્રૂજે, અંગાંગમા એમ ધ્રૂજી રહ્યો'તો.
હૈયે ન'તો કંપ, અજંપ શૌર્યની
ગૂંથી રહ્યો તો સ્વરગાંઠ છાની.

'સેનાપતિનો અહીં પુત્ર જો પડ્યો,' કહ્યે જતી'તી યુવતી કવિને,
'બાંધેલ હાથે હજી લગ્નચિહ્ન' ડર્યા વિના કે અરુચિ બતાવ્યા
વિના લીધો છેદિત હાથ હાથમા
પાછો હઠ્યો સ્હેજ, કવિ દબાવી
બે હાથને એકબીજાની નીચે!

'મને મળી'તી ગઈ કાલ મંદિરે, આ મૃત સૈનિકની ઉરશોભના'
બોલી રહી'તી યુવતી ભભાનમા:

ઊંચે જતી ઘૂમરીએ દિશાની નવો ભર્યો'તો ફફડાટ પાંખમાં:
કરી રહી સર્જન કૈંક રાખમાં.

બેફિક ને ચંચલ નેન વચ્ચે, આંસુ ન'તાં; ખંજરની ખુમારી
કરી ગુલાબી ચખના ખૂણાને કોઈ નવું શોણિત શોધતી'તી.
કવિ હસ્યો; સુંદરતા ગુમાનની, બેચેન આંખો રહી માપી બે ઘડી;
દિશાનું ભેદી ઉર, મેઘઝાટકો ઘૂમી રહ્યો વીજળી સંગમાં લઈ.
શમાવતો તીક્ષ્ણ કટારી વ્યોમની
હૈયા વિશે–
ગૂંજી રહ્યો મંગલવાણી ભોમની.
વીરશ્રી ઢાળી નયનો ઊભી રહી, જે શોધતી તે જ ગયું અહીં મળી.



'ગુલાબનું સ્મિત મળ્યું'તું ગાલને, હોઠે હતી લાલી અમોલ દિલની,
ને આંખના વિદ્યુત્જ્યોતિચક્રે ભોઠી પડી'તી પ્રતિ ચાહનીની
સ્ત્રીએ જરા ઢીલ કરી જવામાં,
આંખો જરા થીર થઈ હવામાં

'ચાલો, હવે' અસ્થિર શબ્દ હોઠે લાવી, કવિ મૂગ થયો ઉતાવળો
'ચાલો' કહી ચંચલ સ્મિત વેરતી થૈ યુવતી આગળ, એ જ વારે
'જરાક થોભો, અહીં, હું ય આને'–બતાવીને સૈનિક એક બીજો
આશ્ચર્ય પામ્યા વિણુ બોલી યુવતી 'પરણી જવાની હતી કાલ સાંજે
મૃત્યુતણી વજ્રર પાંખપે ચડી, પ્રસન્નચિત્તે મરણું'તું એને
પ્રગલ્ભ–પૌરુષવતી સુમૂર્ષા નિહાળીને મોહી પડયું'તું હૈયું'
પગલામહીં ચિંતનતાજૂનીના ઊંચુંનીચું ઉર થતું કવિનું
અપંગ ને દુર્બલ અંગ એનું, ચોંટી ગયું પથ્થર સાથ જાણે!
એવી મુમૂર્ષા કવિ કેમ માણે?

ચાલ્યાં છતાં શાંત રહે જ શી રીતે? વાણી વીરશ્રીતણી તીવ્ર–મીઠી
'પહેલાં મળ્યાં કયાં? હા યાદ આવ્યું–
મળ્યાં અને એ ઘડીએ જ લગ્નની, નક્કી કરેલી હતી વાત એણે
હું તો હસી વર્ચસવંત નેણે'

ફરી હસી એ જ્યમ લોહકાષ્ઠનું, ઘસાય એનું જડ–ઊર્મિહીન
કોઈ અનામી દુખ બંધ ઉરની ધીમે ધીમે ફેરવતું'તું ચાવી

બંને વટાવી મુડદાની ભૂમિ, આ યા સુગંધી ભરપૂર બાગમાં,
વસંત જાણે ધરી વેશ રુદ્રનો, નાચી રહી'તી ધરતીની આગમાં
'આવા વિચારો મહીંથી તમારે લેવું ઘટે જીવનને બચાવી'
બોલ્યું બની નમ્ર કવિત્વ જાણે અંતસ્થલ ઊઘડતું'તું ફૂલનું
'હરે છ એ માનવતાની મૂડી સૌન્દર્યદષ્ટિ પણ એરવે છે'
આ વેણુ તો નર્તનને ટકાળે વીંટાઈને જીભ થયાં જગાકમાં

પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ

# ઉન્માદ

संयोगाः विप्रयोगान्ताः, સંયોગનો અન્ત છે વિપ્રયોગે, આ રસશાસ્ત્રના નિયમનો અનુભવ જગતમાં ઘણાખરાને થાય છે. ઇષ્ટ જનથી થતા વિયોગને લીધે મનુષ્યની જે સ્થિતિ—શારીરિક અને માનસિક—થાય છે તેનો ઉપયોગ કવિઓ પોતાનાં કાવ્યોમાં લોકોત્તર પ્રકારે કરે છે, અને કરુણાપ્રધાન વૃત્તાન્તો પણ વાચકને અનિર્વચનીય આનન્દ આપે છે. ઇષ્ટ જનથી થતો વિયોગ કાવ્યશાસ્ત્રમાં ઉન્માદને નામે ઓળખાય છે, અને સાહિત્યમાં ઉન્માદનાં વર્ણનો અવિરલ છે. કાવ્યસાહિત્ય અને પુરાણસાહિત્યમાં ઉન્માદનાં જે વર્ણનો છે તેમાં કેટલું સામ્ય રહેલું છે તે જાણવાને માટે અહીં કાલિદાસના વિક્રમોર્વશીયમાંથી અને ભાગવતપુરાણમાંથી વસ્તુ લેવામાં આવી છે.

વિક્રમોર્વશીયના ચતુર્થ અંકમાં ઉન્માદનું સુંદર વર્ણન કરવામાં આવેલું છે. ઉર્વશીનું હૃદય ગુરુના શાપથી સંમૂઢ થઈ ગએલું છે અને તેથી સ્ત્રીઓને માટે નિષિદ્ધ કુમારવનમાં તે પ્રવેશ કરે છે, અને તે જ ક્ષણે લતાભાવે પરિણામ પામે છે. પુરૂરવસ્ તે જ વનમાં પ્રિયતમાને શોધતો ફરે છે અને તેની ઉન્માદ અવસ્થાનો આરંભ થાય છે. તેની સ્વાભાવિક સ્થિતિનો અંત આવે છે, અને મેઘદૂતમાં કાલિદાસ કહે છે તે પ્રમાણે કામાર્ત પુરુષો ચેતન અને અચેતન પદાર્થોને પ્રાર્થના કરવામાં અતિ દીન થઈ જાય છે. પુરૂરવસની પણ આ જ સ્થિતિ થાય છે. પ્રથમ તો તે નવ જલધરને રાક્ષસ માને છે, નવકન્દલીનાં કુસુમોમાં ઉર્વશીનાં લોચનો જુવે

મળતો નથી અને થાકીને ફરીથી વૃક્ષો અને લતાઓને પ્રાર્થના કરે છે ઉન્માદ અવસ્થા ઘણી આગળ વધે છે અને તેના પરિણામે ગોપીઓ ભગવાનની લીલાનું અનુકરણ કરવા મંડી પડે છે ફરીથી તેઓ વૃન્દાવનની લતાઓ અને તરુઓને પ્રશ્ન પૂછે છે, અને થોડી વાર પછી ભગવાનના પગલાના દર્શન થાય છે પણ ભગવાનના પગલાની સાથે કોઈ સ્ત્રીના પગલા પણ જોવામા આવે છે અને તેથી ગોપીઓને આર્તિ થાય છે આ પ્રસંગે વ્યાસ ભગવાન અને પેલી સ્ત્રીને હાથી અને હાથિણીની ઉપમા આપે છે ભગવાનની સાથે જે ગોપી હતી તેને અભિમાન થાય છે, તેથી ભગવાન તિરોહિત થઈ જાય છે બીજી બધી ગોપીઓ પેલી સ્ત્રીને મળે છે અને તે બધા મળીને ભગવાનની વનમા શોધ કરે છે, ભગવાનના ગુણગાન કરે છે અને તેમને પોતાના આત્મા, દેહ અને બીજા બધા પદાર્થોનું વિસ્મરણ થઈ જાય છે ગોપીઓની દીનતા ગોપીગીતમા પ્રકટ થાય છે, અને અન્તે ભગવાન પણ પ્રકટ થાય છે

નાટક અને પુરાણના આ બે દૃષ્ટાન્તો છે બન્ને વચ્ચે અર્થનું અને શબ્દનું સામ્ય જોવામા આવે છે બન્નેમા એક પ્રકારનું તત્ત્વચિન્તન છે મેઘદૂતમા પણ કાલિદાસે ઉન્માદનું વર્ણન કરેલું છે કાલિદાસ અને ભાગવતકારના સમય વિષે વિદ્વાનોમા મતભેદ છે, છતા એટલું તો કહી શકાય કે કાલિદાસ ઈ સ ના પાંચમા શતક પહેલા થઈ ગયા છે ભાગવતકારના સમયનો નિર્ણય કરવાનું કામ કઠિન છે પણ જો વિચારશ્રેણી અને શૈલીની દૃષ્ટિથી નિષ્પક્ષપાતે વિચાર કરવામા આવે તો આપણને એમ લાગે છે કે ભાગવતકારનો સમય કાલિદાસના પ્રસાદયુગની પછી હોવો જોઈએ જો આ અનુમાન સત્ય હોય તો ભાગવતકારનું કાલિદાસ પ્રતિ ઋણ હશે? આ વિષય સ્વતન્ત્ર ચર્ચા માગી લે છે



શ્રી ગુલાબદાસ બ્રોકર

# ગ્રીષ્મ વાદળીને

વસત આવી નહિ આવી ત્યા તો
ગ્રીષ્મે ઉરે રાજ્ય બધે જમાવ્યુ,
બની રહ્યું તપ્ત બિચારુ હૈયુ. 3

સુકાઈ એની રસ-વાટિકાઓ,
સૂકા બન્યા પર્ણ બધી લતાઓ,
વેરાનશુ એકલ એ બની ગયુ,
ને ગ્રીષ્મ તાપે અટુલુ તપી રહ્યુ. ૭

એને અડ્યો વાયુ ન મદ સ્પર્શે,
એને ઉરે ગીત ગયા સુકી જે
વહાવીને કોમલ ગીતવાણી
વ્હેતા કર્યાં એ નવ કોઈ પખીએ. ૧૧

ત્યા આવી તુ કો' લઘુ વાદળી સમી
પ્રસન્ન ને પૂર્ણ જલે ભરેલી. ૧૩

તારા જલે તે અભિષેક કીધો
હૈયા પરે એ પળ એક, ત્યા તો
નાચી રહ્યુ એ ઉર, મુગ્ધ કોઈ
અવર્ણ્ય આનદ મહીં રમી રહ્યુ. ૧૭

તારા થકી જે વહતું નિહાળ્યું
ટીપે ટીપે જીવન તે મૂકીને
તને જ આખી રસ-નિર્ઝરીને
ઝીલી લઉં, મસ્ત ફરી બની રહું,
એવું કંઈ અંતરમાં વિચારી
ખુલ્લાં કરી આત્મતણાં કમાડો
લેવા ઝીલી હૈયું તને મથી રહ્યું.

એને હતી જીવન નવ્યદાયી
તું એકલી એક જ વાદળી, ને
તારે હતું વ્યોમ વિશાળ પાથર્યું
વ્હેવા પ્રમોદે, રસમસ્ત થાવા.

હજી કર્યું સિક્ત કર્યું ન ત્યાં તો
વહી ગઈ વ્યોમ વિષે ફરી તું
ને ઝંખતું એ તુજ સ્પર્શ પાછું
આ ગ્રીષ્મના તાપ વિષે તપી રહ્યું.

હવે નહીં વાદળી કોઈ આવશે,
એ ગ્રીષ્મ તાપે તપશે બિચારું
ભલે! લખ્યું ભાગ્ય વૃથા થશે શું?
છતાં ય તારો પળ એક કેરો
આહ્લાદતો સ્પર્શ ફરી ફરીને
એ ગ્રીષ્મ તાપે મળગી જતાંયે
સ્મરી સ્મરી જીવન ચાલુ રાખશે.



પ્રા મ જુલાલ ર. મજમુદાર

# "અમૃતકચોલાં"ની સસપદી

પ્રાચીન ગુજરાતી ન ચોની શોધ ળાળને અંગે સને ૧૯૨૨ની સાલમા પ્રેમાનદ કવિના "સુદામાચરિત્ર"ની સટીક આવૃત્તિ તૈયાર કરતી વખતે સુદામાના પ્રસગને અનુલક્ષીને રચાયેલા તેમના પુરોગામીઓના પ્રાચીન ગ્રથોની શોધ ચલાવી હતી તેના પરિણામે કવિ સોમરચિત સુદામા–ચાર —સુદામાની શ્રીકૃષ્ણે રેલી સાહ (સાહાય્ય)નુ લગભગ સવાસો વરસના ગાળામા લખાયેલા પરેના ચરણમા રચાયેલ મ ર વડોદરાના પ્રાચ્યવિદ્યા મંદિરના સગ્રહમાથી મળી આવ્યુ હતુ

ત જ વખતે એક બી જુ સાત નાના પદમા રચેલુ રાધાકૃષ્ણ ક્રીડાગીત અથવા અમૃતકચોલા (પોથી અ. ૯૯૪) નામનુ પ્રાસાદિક ખડન ર માગ જોવામા આવ્યુ હતુ ત નાનકડુ મ ર આજે પ્રસિદ્ધિમા મળવાની ત થઉ છ કારણ કે લગભગ વીસ વર્ષના ગાળા પછી એ ખડન ય પ્રગટ થવાનો સુયોગ પ્રસ્તુત અભિનદ ગ્રથને નિમિત્તે મળે મળ્યો ; પોથીના માત્ર બે પાના (૪ પાનુ) ? નખાણમા પડિમાત્રાનો ઉપયોગ ધ્યાન ખેચે છે દરેક પાનામા ૧ પક્તિ અને આશરે ૪૪ અક્ષર છે

મા ર યમાથી ૧ ૪ ૪ વુ, અ ધેરીમા મળેલી સાહિત્યપરિષદની બેઠક પ્રસગે ચમત્કારયુક્ત કવિના —એ મથાળા ના સાહિત્યવિભાગના વખમા મે ઉતાર્યુ તુ રાધાકૃષ્ણની વિનોદભરેલી પ્રશ્નોત્તરી ત મથી એ વખમા વિસ્તારથી નખ્યુ છે *

---

* જુઓ કવિતા સામયિકના ફેબ્રુ ૧૯૪૧નો અક વષ ૧ અક ૫

નરસિંહ મહેતાના સમકાલીનોએ તથા તેમના પુરોગામીઓએ તે સમયની પ્રચલિત ભાષામા રચેલા જૈનેતર વિષયના ગ્રંથો, અલ્પસ્વલ્પ હાથ આવ્યા છે તેમા યે વૈષ્ણવ વસ્તુને અનુલક્ષીને રચાયેલા તો વળી તેથી યે ઓછા છે એક નરર્ષિ નામના કવિએ "નારાયણ ફાગુ" નામનુ પ્રાસાદિક નાનુ ચૌદમા શતકમા રચ્યુ છે આ કવિ જૈનેતર હોવા વિષે કેટલાકને સંદેહ છે છતા ના પનો વિષય તો શુદ્ધ કૃષ્ણગોપીના વસતખેલનને લગતો છે તેની ના કહેવાય તેમ નથી

એટલે જ આ 'રાધાકૃષ્ણક્રીડાગીત રૂપી અમૃતરસ જેટલા જ મહત્ત્વના રસના શૃગારથી ભરેલુ ચ્યોનુ (પ્રાકૃત क्चोलय, पात्रविशेष) રામનામના કવિએ ભાનુકોના આગ્રહ માટે ધર્યુ છે તેને પ્રસિદ્ધિમા લાવ નાનુ મે યોગ્ય ગણ્યુ છે ગીતમા ભાગવત દશમસ્કધમા નિરૂપેલી કૃષ્ણગોપીની ક્રીડા ઉપરાત, 'ગીતગોવિંદ'કાર જયદેવે સૂચવેલો નાયનાયિકાનો વિહાર વિલાસ પણ મીજરૂપે જોઈ શકાય છે

આ નાના કાવ્યનો વિષય જેવો મહત્ત્વનો છ તેવો તેનો રચનાબધ પણ ધ્યાન ખેચે તેવો છે 'પદ'નુ નામ 'કડવૂ' એમ આપેલ છે ત પ્રાકૃત શબ્દ क्चक्कम् એટલે કડી (તૂક) નો સમૂહ—એ ઉપરથી છે અને એ શબ્દ આપણા 'આખ્યાનોના યુગમા વિશેષ પરિચિત બન્યો છે

કાવ્યને 'ગીત' સજ્ઞા આપી છે તેથી તેનો રાગ 'ધન્યાશ્રી' એમ જણાવ્યો છે છંદોરચનાની દૃષ્ટિએ જોઈએ તો માત્રામેળ 'હરિગીત'ના સમ અને વિષમ પ્રકારોની લીટીઓથી કડવાની કડીઓની રચના થયેલી છ વાની ઉત્થાનિકા રૂપે આવતી પહેલી કડીમા આખા પદના ભાવાર્થનુ સૂક્ષ્મ સૂચન થાય છે બીજી કડીના છેલ્લા ચરણમા આવતા શબ્દથી બીજી કડીનો ઉપાડ થાય છે વળી કડાની છેલ્લી તૂકનો છેલ્લો શબ્દ પણ પ્રારભની કડીનુ પુનસ્મરણ કે પુનરાવર્તન કરવા માટે જ કવિએ યોજ્યો જણાય છે 'કગિરા'ની રચનાનુ આથી સહજ સ્મરણ થાય છે

આ ગીતની રચનામા ઉપર બતાવી ત 'આરતી'ની યોજનાના ઉપરાત નોધ પાત્ર વસ્તુ ત તેમા આવતો 'અતર્યમક' છ કાવ્યમા અને તેમા યે ગેય

કાવ્યમાં પ્રાસ, અનુપ્રાસ અને યમક તેના ગીતમાધુર્યમાં સુંદર ઉમેરો કરે છે તેમ અહીં પણ થયું છે.

વિસ્તારભયથી, આટલી સામાન્ય નોંધથી સંતોષ માની, વિશેષ ટિપ્પણ યોજનાનો લોભ જતો કર્યો છે.

અમૃતરસભરેલી આ રાધાકૃષ્ણ સંબંધીની સપ્તપદીનો પરિચય, અમૃત-તુલ્ય વાર્તારસના ઘૂંટડા ભરીભરી પાનારા આપણા ગુજરાતના સમર્થ સામાજિક તથા ઐતિહાસિક નવલકથાકારના અભિનન્દનગ્રંથમાં તેથી જ સ્થાને છે. પ્રેમાનંદના 'નળાખ્યાન'માં દમયંતીનો ચોગઠેલો હાર ટોડનો કાઢતા નીચે પડે છે ત્યારે તેની માતા આશ્ચર્યથી જોઈ રહે છે, તે પ્રસંગે કવિ કહે છે:

"એક એકપે અદકા મોતી,
રાજમાતા ટગટગ જોતી."

—તેમ, હું પણ કહીશ કે એવા "એક એકપે અદકા" અને મહામૂલા વાર્તા-મુક્તાહાર શ્રી રમણલાલ દેસાઈ ગુજરાતને ભેટ ધરો અને એને આશ્ચર્યમાં ગરકાવ કરો!

---

કવિ રામ-રચિત

# અમૃત-કચોલડાં

[ ૬૦ ॥ श्रीकृष्णाय नमः ॥ अथ अमृत कचोला लिख्यते ॥ ]

કડવું ૧

[ રાગ ધન્યાશ્રી ]

અમૃત-કચોલડાં રે, ધન્ય તોરી આંખડીઆંઈ.
નિર્મલ નિરખતડાં રે, પોઈણી-પાખડીઆંઈ—૧—ત્રૂટક

પોઈણી-પખિ સુઅખિ તોરી, મોહિ રેખા રાતીઆ
મુનિ ધ્યાન ચૂકઈ મીટિ મૂકઈ, ભરિહિ યૌવન માતીઆ-૨

તેરી ભમુહિ દંડ કોદંડ કામિનિ, તરુણ તીના તાણીઆ
કટાક્ષકેરા બાણ બાલા! મરમ મૂકી જાણીઆ-૩

મન મન્ત કેરા મોહ મોટા, મારતી મૃગનયણી
સુસરા ચાલઈ ઘાય ઘાલઈ, દુખ દિઈ દિન રયણી-૪

એહના ડસ્યા એક ડગ ન મંડઈ, કાલી કીકી સાપિણી
વિષ વિષમિ ઘાર્યા મોહિ માર્યા, પ્રીતિ એઈસી પાપિણી-૫

ખંજનનયણી ખતિ જોતા, તેજિ તારાલોચની
અમૃતકચોલા જે આખિ તોરી પ્રતક્ષિ પેખું હૂં પોઈણી-૬

કડવું ૨

ચંદલુ જીતલુ જે વદન મંડોમલિઈ,
મિરિહિં મીહૂં ભરી જે, સુરતરુ પરિમલઈ-૧ ટૂંક

પરિમલઈ સુરતરુ કુસુમ મિગ્વિરિ, મોહિ મધુકર રણઝણઈ
ભૂમીતણા મઈ ભૂપ જીતા, ઇંદ્ર આણિયા આગણઈ-૨

લહકતિ ચમરી રાજકુમરી, કુબરિ મોહઈ રાખડી
કામીય જન મનિ મરમ સાકર, મધુર મીઠી દ્રાખડી-૩

ઝબકતિ ઝાલિ સુગાલિ ગોરી, નાગ નવરંગ તોરણા
ખીટલી ખીલી શ્રવણિ મોહઈ, મોટલી મોતી ઘણા-૪

નાસિકા દીપકઅગ્ર મોતી, મોહતી શશિવયણી
ગોલડલા સંપૂર્ણ ભાવઈ, ઉદય અર્ધ ન ગ્યણી-૫

દસન જોતિમ જ્યોતિ હીરા, દીપઈ જિમ દાડિમ કલી
અલિવરિલ ૨ંગ સુઅધર-બિંબ, કિ પેખિ પ્રવાલી પાતલી-૬

કોકિલાકંઠિ અમૃતવાણી, શમ રસણિ આલવઈ:
ગોવ્યંદ ગાન કરંતિ ગોપી, ચતુરનાં ચિત ચાલવઈ–૭
ચિત ચાલવઈ એ ચતુર નારી, ભાવઈ ભૂધર મનિભલઉ:
શશીકલા સોહઈ વદનિ વનિતા, ચતુરિ જીતુ એણિ ચાંદલઉ–૮

કડવું ૩

ઉરિવર મંડન રે, હીઈ માહરઈ હારલુ:
પીન પયોહર રે, શખિમિ વયિં નાહલુ-૧-ત્રૂટ

નાહલા કારણિ નિત નવે હૂં, કનકકલસ અમીભરિયા:
શ્રીફલ શ્રીપતિ અતિ વાલ્હા, ભેટિ કારણિ ઉરિ ધરિયા–૨
જે કસણિ કંચુ ગયણિ ગુડિયા, મગત ગૂરાસિઉ ભિડિયા:
જે રૂપિં પૂરા, તપિં શૂરા, તેહ પાડિતું પડિયા–૩
પડિયા પણિ પાખરિયા દીસઈ, ખ્યાંતિ કરિ ખ્યામોદરી:
કેસરી જીતુ કરિકુલિ, ચિત્રાલકી સુંદરી–૪
ચરણે તિ નેઉર સરસ વાજઈ, પેખિ પાન્હી પાતલી:
નખતેજ–દર્પણી મુખ નિરખઈ, અંગૂઠા અમી આંગુલી–૫
આંગુલી સમી સુજ્યોતિ ઓપઈ, પ્રીય પ્રાણજીવન માહેલુ:
અતિ સુઘટ ઘડીઉ રતનિ જડીઉ, હરિ હીઆનૂ હારલુ–૬

કડવું ૪

ઊગટિ અંગિ કરૂ રે, સેજડી કુસુમિ ભરૂ:
અગર ઊખેવૂં રે, કપૂરિં દીવઉ કરૂં–૧-ત્રૂટક
કપૂરિં દીવઉ કરૂ ઊઅરિ, કાયા કસ્તૂરી ભરૂ:
આપણા સ્વામી કાજિ મિલવા, અધિક આદર હું કરૂં–૨

માઝિમ રાતિ મંદિરિ આવિઉ, કરઈ પ્રહાર કમાડીઈ:
[રાધા:] "અણજાણિ ઊતર કિસિઉ દીજઈ?, બાર નહી અ
ઉઘાડીઈ"–૩

[કૃષ્ણ:] "માનિની ! હૂં માધવ આવિઉ, બાલા ! બોલ તિ
દીજીઈ:"
[રાધા:] "માધવ માસ વસંત કંતા: રિતુ વિના સિઉં
કીજીઈ?"–૪

[કૃષ્ણ:] "માધવ નહીં, હૂં ચક્રપાણિ, ગોપીવર ગોપાલ:"
[રાધા:] "નીચ–સરિસુ નેહ કેહૂ? જા પહુ કોલાલ."–૫

[કૃષ્ણ:] "કોલાલ નહીં હૂ ધરણીધર!"
[રાધા:] "તુ સરપ સારિઉ એહ."
"વિસહરતણૂ વીસાસ કેહૂ, જેહ પીડઈ દેહ?"–૬

[કૃષ્ણ:] "વિસહર નહીં, હૂં વિરક–મર્દન."
[રાધા:] "તુ કિસ્યૂ વિહંગ?"
"પંખિ–સરિસી પ્રીતિ કેહી, જેહ વિડારઈ અંગ?"–૭

[કૃષ્ણ:] "તાણુી! (રાધા) "કહિ તસ્કર સૂધઉ", (કૃષ્ણ)
"નિશાચર નહીં, નાથ"
[રાધા:] અપરાધ જાણી આવી આધુ, બલિ ઘાલી બાથ–૮

ભુજબંધ બાંધી, સ્નેહ સાંધી, ભલૂં ઉરિસ્યૂં ભીડિ:
નખઘાત દેઈ કંઠિ લેઈ, અધર–ડસણે પીડિ–૯

તવ હસી હરિસ્યૂં બોલઈ રાધા: "શ્રીકૃષ્ણ–ચલણે
અણુસરું:
આપણા સ્વામી કાજિ મિલવા, અંગિ ઊગટિ હૂં કરૂં."–૧૦

કડવૂં ૫

સુણુઉ મેરિ સાજની રે, આજૂની વાતડીઆંઃ
મૂન્હઈ શ્રીરંગ સેજિં મિલિઉરે, રમૂ રંગિ રાતડીઆં–૧–ત્રૂટક

રંગિ રમૂં રજની, સુણુઉ સજની, ભઈણિ મઈ પ્રીઉ પાઈયાઃ
સોભાગસુંદર સુગુણમંદિર, બાહિ ધરી ગલઈ લાઈયા–૨

રહી અંગ આપી, વિરહ વ્યાપી, નેહ થાપી નાહ મિલિઉઃ
સુઅ હૃદઈ લાઈ, પ્રેમ પાઈ, સરસ સાકર પાહિં ગલિઉ–૩

શશિકલા–સુંદર સ્વામિ મોરુ, નવલયૌવન નેહ·
વાછતાં વાલભ આવીઉ, જિમ જેઠ માસિ મેહ–૪

ઈમ નેહ તરુણી, મેઘવગ્ણી, પ્રથમ મંગમિ નાથઃ
કુચ કંઠ પીડી હૃદઈ ભીડી, બલિઈ ઘાલી બાથ–૫

કસ્તૂરી અંબર એકઠા, દિન દિન અધિકુ વાસ
એક એક પાહિં ગુણિ આગલી, અનઈ કરઈ વિવિધ વિલાસ–૬

મોરી બાહ મોડી, ચીર છોડી, કમણુ ત્રોડી, કરિ ગ્રહીઃ
લાજવા લાગી, પછઈ જાગી, પેખુ–તા પ્રીઉડુ નહીં!–૭

પ્રીઅ નહી ય પાસઈ, મનિ વિમાસઈ, કહૂ કહાણી રાતિની
આજ સખી મઈ સુપન લાધુ, સુણુઉ માહરી સાજની–૮

કડવૂં ૬

મઈ સિધિ લાધી રે, ઉપા–દેમડઈ
લિખીનઈ પાઠવીઉ રે, કહિ જ્યો સંદેસડઉ–૧–ત્રૂટક

સંદેસડઉ એક સુણિન મોરુ, વિપ્ર કહિજ્યો વીનતી·
"વિરહ કેરી વેદ, ભેદ ન, આજ લગઈ ન જાણતી–૨

ન જાણતી જે જેમ જલચર, કિમઈ જીવીઈ એ જંત·
ઘરિ આવિ વહિલુ, પ્રેમ પહિલુ, ક્રિપાસાગર કંત!–૩

જિમ ચાતક પ્રીતિ પાવસ આવઈ, ઊપધી માહિ અંગ
જિમ કમલિ મધુકર પ્રેમ પામઈ, હંસ મનિ બહૂ રંગ"–૪

આપી લેખ નઈ વિપ્ર મોલઈ સુણિઉ કૃષ્ણિ સંદેસડઉ
રામચુ સ્વામી રાધા પામી ધન્ય ઉપા દેસડઉ–૫

કડવુ ૭

ચતુરિ ચંપાવન્ની રે, પહિરિ પટુલડી
ચટકતુ ચોલતણુ રે, ઓઢણિ ચૂનડી–૧–ત્રૂટક

ચૂનડી ઓઢણિ ફિરત મોતી, સોહઈ સોવન–ઘૂઘરી
કરિ કનકકંકણ ચૂડી રૂડી, વાંકિ વીંટી મૂદ્રડી–૨

નવતરુણી નવરસ નવલયૌવનિ, નાહ–નેહ જ પાલીઈ
રંગિ રમઈ રાધા, પ્રેમબાધા, ભવતણઉ ભય ટાલીઈ–૩

પાન ફૂલ, તંબોલ સેજિ, જેહિ હરિસ્વામી મિલિઉ
વિરહ કેરુ ચાપ અગિઈ, તાપ સંગિ નવિ ટલિઉ–૪

રામચુ સ્વામી રાધા પામી, રમઈ ભરમર ભોલીઆ
રલિયાતિ કીધી, હૃદઈ લીધી, પહિરિ પીત પટલીઆ–૫

[इति अमृतरचाय । राधाकृष्णरागीत ।]

[ । અને ૭ નીચેનું હિંદી પદ ઉતારેલ છે

રાગ ધનાસી

રાધે ખંજન નયન સમારે,
સદા રંગીલે રસિક રસીલે, પ્રેમ રતન પ્રીઉ તારે?–રાધે૦
ધનુષ ચઢાહિ અમીસર નામિની, કહુ ઊજલ કહુ કારે –રાધે૦
અંજનરેખ દીઈ મૃગનયની, કામબાણ કિઉ મારે'–રાધે૦
ચૂઆ ચંદન, અગર કુમકુમા, સોળ શૃંગાર માંગ અગિસારે –રાધે૦
રાણુ કે પ્રભુ રાધા રંગિ ખેલતુ, સુખહિ સેજિ સિધારે –રાધે૦

—इति ध्रुपद । व नगाय ।]

શ્રી દેશળજી પરમાર

# બુદ્ધનું અશ્રુ

જગત્તુલાની દાંડીના પલ્લાં છે સમતોલ બે,
એકમાં માનવી દુઃખો બીજે બુદ્ધનું અશ્રુ છે

પૃથ્વી

"અશેષ મુજ ચિત્તમાં અલખ ભાર મૂંગો પડ્યો,
અરે ! હૃદયભીતરે ગહન દુઃખદૂમો ચડ્યો,
જરા દરદ મૃત્યુના, અખિલ લોક ક્લેશાનલે
જલે, નરકજીવને ધલવલે, ઘડી ના શમે

ઉપાય નવ શું હશે ? વમળ લાગણીવૃત્તિના
ભમે ભરખતા અહો ! મલિન ઘોધ આસક્તિના
ધપે કરમપૂરમાં ઉમડતા અવિદ્યાથકી
શબો અકથ પીંખતી સતત ક્રૂર માયાની

બધો અસત ભાસ આ પરમ કોઈ નિર્વાણમાં
રામે નહિ ય શૂન્ય શો ? અતલ યોનિની ખાણમાં
હશે ન સત મોક્ષ કો ? કુટિલ 'છે' ન થાયે 'નથી'?
પ્રબુદ્ધ તુજ અંતરે અમિત જ્ઞાનરાશિ નથી:
તપે પ્રગટજે કદી અબુધ જીવ સિદ્ધાર્થ ! તું "
અને સદય આંખથી વિરલ એક અશ્રુ સર્યું

ડૉ. રમણિક ત્રિવેદી

# શંકિત હૃદય

## એક સંગીત નાટક

શ્રી રમણલાલે રચેલા "શંકિતહૃદય"નો નાટ્યપ્રયોગ ૧૯૨૫-૨૬માં જ્યારે વડોદરામાં પહેલો રજૂ કરવામાં આવ્યો ત્યારે મારા મન ઉપર એની ઊંડી અસર થયેલી. એ નાટકની સમગ્ર રચના અને રજૂઆત તે સમયે એટલી જુદી ભાત પાડતી કે પૂર્વગ્રહ વિના વિચારનાર કોઈપણ પ્રેક્ષકને તે આકર્ષક લાગ્યા વિના રહે જ નહિ.

મારો પક્ષપાત તો એ નાટકનાં ગીતો અને તેમણે રચેલી સાર્થ ભાવનાવાળી સ્વરસૃષ્ટિ માટે જ છે. નાટકના પાત્રને જ્યારે અમુક સંવેદન ખૂબ જ અડકી જાય ત્યારે જ ગીતપ્રવાહ વહી રહે—એ યોજના માનસવ્યાપારને સ્વાભાવિક હોવાથી મને હૃદયસ્પર્શી લાગેલી.

"શાને જન નયને જલ ઉભરાય" એ ગીત છાયાનટ રાગમાં ગવાય છે, અને તેનાથી જ નાટ્યપ્રયોગનો આરંભ થાય છે. આ ગીતથી માંડી આખા ય નાટકમાં વિકસતી વિવિધ ભાવનાઓ, અને ઉભરાતા અનેક આવેગો અનુરૂપ સ્વરચિત્રોદ્વારા આપણી સામે ખડાં થાય છે.

"મારી મદભર આંખ ઘેરાણી" ના ગીતનો વિલાસ,—કે "આંખે પડદા પડે હો પડે" એ ગીતે વ્યક્ત કરેલી નિરાધારતા, અથવા તો "ઝૂલી રહી મતવાલી..." ગીતે રજૂ કરેલી વ્યગ્ર એકલતા, કે "જગમાં ભાવ જરા ન જડે..." જેવા ગીતમાં ! ભરેલો વિરાગ—આ બધી ભાવનાઓ

શ્રી રમણુનાને "શંકિતહૃદય"મા અચ્છી રીતે ગૂથી છે એ ગૂથના અત્યત સફળ પદ્યરચના અને સ્વરરચના પણ એમને મળી ગઈ

પણ આજે એ મધુર સ્મૃતિ ચિત્ર—એ સ્વર સૃષ્ટિ જ્યારે જ્યારે મારી સામે ફરીથી ઊભા થાય છે, ત્યારે ત્યારે મને લાગે છે કે એ ભાવનાઓ, એ આવેગો અને એ હૃદયમથનો વધારે સઘન રીતે, વધારે વેધનશક્તિથી પ્રેક્ષકો સામે કદાચ રજૂ કરી શકાય

શ્રી રમણુનાન "શન્તિહૃદય"ના સગીતને એવુ સ્વરૂપ આપે કે, યુરોપના સગીતનાટકો (opera)મા જે પ્રવાહ, જે પ્રસાદ અને ચિત્ત-તત્રને આવરી જે લેવાની શક્તિ છે–તે એનામા આવે તો આપણને એક ઉત્તમ સગીત–નાટક મળી રહે આ આકાક્ષાનો આછો પાતળો ખ્યાન આપવા સગીતનાટકના વિકાસ વિશે એક રેખાદર્શન આ રહ્યુ

## સગીતનાટકનો વિકાસ

સોળમી સદીના અત સુધી યુરોપમા રગભૂમિ ઉપર સગીતનો ઉપયોગ ઘણો જ ઓછો થતો હતો અને જે થોડો ઘણો ઉપયોગ થતો તે માત્ર શ્રોતાઓના મનરજન માટે જ તેમા જે સગીત યોજવામા આવતુ તેને નાટક સાથે નહિ જેવો જ સબધ હોઈ ઘણી વખત રસક્ષતિ પણ થઈ જતી

પરતુ સોળમી સદીના અતમા સગીતની યોજના નાટયવસ્તુ સાથે કલામય રીતે કરવામા આવી આવા સગીતનાટકોનો આરભ ખાસ કરીને ધર્મભાવનાપ્રચુર નાટ્યપ્રયોગોના રૂપમા થયો કલાવિકાસમા ધર્મભાવના અને ભક્તિભાવના કેટલી અમોઘ શક્તિઓ બની રહે છે એ સુવિખ્યાત છે

આમ સોળમી સદીના અતમા યોજવામા આવેલા સગીતનાટકોમા ઈસુના જીવનપ્રસગો અને તેની કુરબાનીની યશગાથાઓ અત્યત હૃદયસ્પર્શી સગીતશૈલીમા વણાયેલી છે

પ્રારભિક સગીતનાટકના એક આદ્યવિધાયક તરીકે આપણે મોન્ટવર્દીને ગણી શકીએ આ ઇટાલિયન નાટ્યકાર એના સગીત અને નાટ્યકલા માટે ખૂબ જાણીતો છે એણે સગીતનાટકોમા જીવત તત્ત્વ યોજવાનો પ્રયત્ન કર્યો એના સગીત નાટકોમા એકલી ધર્મભાવના જ

**મોન્ટવર્દી** પછી બીજો સંગીતનાટ્યકાર '**લ્યુલી**' થઈ ગયો, અને એણે આ આખી યોજનાને ખૂબ વિસ્તારી.

## સંગીતનાટકોમાં ક્રાન્તિ

લગભગ અઢારમી સદીના અન્ત સુધી જે સંગીતનાટકો રચાયાં એમાં નટો અને નટીઓની શક્તિઓ દેખાડવાના જ પ્રયત્નો થતા હતા. કળાકારોની શક્તિનો જ પરિચય શ્રોતાઓને થાય એવી જાતની યોજના આ સંગીતનાટકોમાં કરવામાં આવતી. ખાસ કરીને ખૂબ આનંદ પામેલી કોઈ **પ્રાઈમા** ડૉનાના રૂપેરી ઘંટડી જેવા અવાજની શક્તિનો અને તેની વિવિધતાનો પરચો જનસમૂહને થાય એવી જાતનું સંગીત આ સંગીતનાટકો માટે રચવામાં આવતું અને બીજા પક્ષે કોઈ બુલંદ અવાજવાળા બેરિટોન કે ટેનોર ગાયકને બહાર આણવા માટે સંગીતનાટકકારો પોતાની કળાનો ઉપયોગ કરતા. આનું પરિણામ એ આવતું કે સંગીતનાટકની વસ્તુરચના અને માનવ જીવનના સંવેદનો તદ્દન ગૌણ બની જતાં. પ્રાધાન્ય સચવાતું માત્ર સ્વરતાલીમનું અને સંગીતકળાનું. સાચી રીતે નાટકમાં માનવ સંવેદનો, જીવનને સ્પર્શતા આવેશો અને અંતરમાં ઉદ્‌ભવતી સારી નરસી આસુરી કે દૈવી સંપત્તિઓનું પ્રમાણસર અને કળાત્મક વ્યક્તીકરણ હોવું જોઈએ.

આ તત્ત્વો પાશ્ચાત્ય સંગીતનાટકોમાં અઢારમી સદીના અંતમાં અને ઓગણીસમી સદીના આરંભમાં પ્રવેશ્યાં. આ જાતના વિકાસ માટે જગત સંગીતનાટ્યવિધાયક ગ્લ્યુક અને **બેથોવનને** આભારી છે. આ સંબંધમાં બેથોવનનું સંગીતનાટક 'ફિડેલીઓ' અને **વેબર**ના સંગીતનાટકો 'યુરિયાન્થ' અને 'ઓબેરોન' ગણાવી શકાય. આ સંગીતનાટકોમાં સર્વાંગસુંદર સંગીતરચના છે એટલું જ નહિ પરંતુ એ સંગીતસૂરોને એટલા સરસ ગીતયોજનામાં આણ્યા છે કે નાટકના અંગોની સપ્રમાણતા જળવાઈ રહે છે.

વળી ઓગણીસમી સદીના પ્રારંભમાં યુગપલટામાં જન્મેલી નૂતન જમાનાના જીવનના દરેક ક્ષેત્રમાં પ્રસરી હતી. સાહિત્યમાં એક એવું મોજું આવ્યું હતું કે જેને પરિણામે આખા યુરોપમાં રોમેન્ટિસિઝમ—'અદ્‌ભુત ભાવના'નો પવન વાયો હતો. ખાસ કરીને જર્મનીમાં ગેટે અને **શીલર** આ

નવીન સાહિત્યપ્રણાલિકાના જનક હતા; અને આ પ્રતિભાશાળી વ્યક્તિઓએ ઉપજાવેલી કળાભાવના આખા યે ખંડમાં પ્રવર્તી રહી. આ નૂતન ભાવનાએ કળાવિષયક ક્રાન્તિને જન્મ આપ્યો. એ ભાવનાનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે કહી શકાય :

૧ પૈસાદારોને અને અમીરોને રીઝવવા માટે કળાનો દુરુપયોગ કે વ્યભિચાર કરી શકાય નહિ.

૨ કળાભાવના અંતરમાં જન્મની ફિલસૂફી અને આંતરજીવનને વલોવી નાખતા મંથનમાંથી જન્મતી હોઈ, તે આડંબર વિનાની અને લાલચ વિનાની હોવી જોઈએ.

૩ કળાભાવનામાં પ્રણાલિકાવાદને જરી પણ સ્થાન હોવું જોઈએ નહિ; કદાચ કળાને ખાતર પ્રચલિત નિયમનોનું ઉલ્લંઘન કરી પણ શકાય. આ સંબંધમાં સંગીતસમ્રાટ બેથોવને એક વખત કહેલું કે ' સૌંદર્યને ખાતર હું કોઈ પણ નિયમને ભાંગતાં અચકાઉં નહિ. '

૪ સ્વાનુભવરસિકતા એ આ નૂતન કળાભાવનાનું લક્ષણ કહી શકાય. કળાકાર પોતાના જીવનને, પોતાનાં દુઃખોને, પોતાનાં સંવેદનોને અને પોતાનાં દર્શનોને પોતાની કળામાં વણી મૂકે છે.

૫ આ કળાભાવનામાં નિસર્ગવાદને પ્રધાન સ્થાન હોય છે.

૬ અદ્‌ભુતભાવવાદીઓએ ઘણી વખત પોતાનાં સંવેદનોને મોટું રૂપ આપી ઠરવા ધારેલી અસરોને વધારે તીવ્ર બનાવવાનો પ્રયત્ન કરેલો.

૭ કેટલીક વખત આ અદ્‌ભુતભાવવાદીઓએ અવાસ્તવિક પરંતુ કલ્પના-પ્રધાન નિદર્શનો અને વર્ણનો પોતાની કળાકૃતિઓમાં ગૂંથવાનો પ્રયત્ન કરેલો.

કલ્પના અને તરંગના ધસારામાં વાચકને, શ્રોતાને કે પ્રેક્ષકને ઘસડી જવાનો પ્રયત્ન આ નૂતન કળાભાવનામાં સ્પષ્ટ દેખાતો.

ઉપર જણાવેલાં લક્ષણો તે સમયના એકલા સાહિત્યમાં જ નહિ પરંતુ ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય અને સંગીતકળામાં સ્પષ્ટ તરી આવતાં. પરિણામે સંગીતનાટકોમાં પણ આ તત્ત્વો ઠીક ઠીક રીતે ગૂંથાયાં.

**ડૅક્ટર બર્લીઑઝ** અને **મેન્ડેલસોહન**ના સગીત નાટકો આ વાતની સાખી પૂરે છે **બર્લીઑઝ**ના સગીત નાટક ' ફાઉસ્ટ ' અને ' ડૅમ્નેશન ઑફ ફૉસ્ટ ' આ તત્ત્વો વિષે આપણને પ્રતીતિ કરાવે છે ડૅમ્નેશન ઑફ ફૉસ્ટ એક અત્યત અતસ્તલસ્પર્શી સગીતનાટક ગણી શકાય **ફૉસ્ટ** વિષે આપણે એટલુ બધુ જાણીએ છીએ કે એ સગીતનાટકની વસ્તુગૂથણીમા આપણે ઊંડા નહિ ઊતરીએ એ સગીતનાટકમાથી એક જ હૃદય વિદારક પ્રસગનુ આલેખન અહીં બસ થશે તે પ્રસગ એ નાટકનો ત્રીજો ભાગ છે **ફૉસ્ટ મેફિસ્ટોફેલિસની** શયતાનિયત ભરેલી ચુગાલમાથી છટકી ગયો છે એને પાછો સામાન્ય માનવજીવનમા પ્રવેશ કર્યો છે એને શયતાનિયત ભરેલી પ્રચડ શક્તિ કરતા આધ્યાત્મિકતા ભરેલી માનવતા પાછી મેળવવાની લગની લાગે છે તે જ અરસામા પાસેના દેવળમાથી અતરમાથી ઊપજતા ભક્તિભાવના અને આર્જવભર્યા સૂરો એને કાને પડે છે શયતાનની જાળમાથી છૂટી દેવળમા જઈ ઘડીભરની આધ્યાત્મિક શાતિ મેળવવા **ફૉસ્ટ** તલસે છે પરતુ **મેફિસ્ટોફેલિસ** એને એની શરત યાદ દેવડાવે છે અને કપાતા હૃદયે **ફૉસ્ટ**ને શયતાનની પાછળ જવુ પડે છે અને એક ટેકરી ઉપર શયતાન ફાઉસ્ટને લઈ જાય છે અને ત્યાથી એને આધ્યાત્મિક અધઃપતનની અધારી ઊંડી ખીણમા હડસેલી મૂકે છે ઈશ્વર તરફનો દીન પ્રેમ કરનાર ફાઉસ્ટ જ્યારે આસુરી સત્તાના શિખરેથી એ ખીણમા ધકેલાઈ જાય છે ત્યારે એ સગીતનાટકના આર્કેસ્ટ્રામાથી એવા ભવ્ય સૂરો ઊઠે છે કે પ્રેક્ષકગણ માથી દરેકને લાગે કે એ સૂરોની સાથે પોતે પણ ઊંડી પાતાળખીણમા ખેંચાઈ રહ્યો છે ધસારાબધ ચાલતા સૂરોમાથી ઝઝાવાતના પ્રબળ પ્રવાહો ઊઠે છે કરી જતા નિસહાય જીવનની કારમી ચિચિયારીઓ અને અતવિનાશ થતી ચેતનાનો છેલ્લા હૃદયભેદક નિશ્વાસ આ સર્વ એ સગીત નાટકના આર્કેસ્ટ્રામાથી પ્રેક્ષકગણની સામે સૂરદ્વારા ખડા કરે છે અદ્‌ભુતભાવવાળી સગીત નાટ્ય કળાનો આ એક નમૂનો

આ પછી **મેન્ડેલસોહન**નુ અલૌકિક સગીતનાટક એ મિડસમર નાઈટ ડ્રીમ ' આપણી સામે બીજો નમૂનો રજૂ કરે છે શેક્સપિયરના સુવિખ્યાત આ નાટક ન અતિ મધુર કપાનક નૂતન ભાવભાવનાની પરિપૂર્ણતા

## સંગીત નાટકો અને ફિલસૂફી

સંગીતનાટકોની યોજના કળામય રીતે કરવામાં વાગ્નરે જીવન અને ફિલસૂફીનો પણ તેમાં ઉપયોગ કર્યો છે. એનું કોઈ પણ સંગીતનાટક માત્ર કળાને ખાતર રચાયેલું નથી માનવજીવનની સામે ઊભા થતા અનેક કોયડાઓનો એમાં અતિશુદ્ધ અને વાસ્તવિક ઉહાપોહ સમાયેલો હોય છે એનું સુવિખ્યાત સંગીતનાટક 'ધી ફ્લાઈંગ ડચ મેન' આ વસ્તુની સાક્ષી પૂરે છે જીવનને સદા તરીકે સમજનાર અને જીવનમાં આધ્યાત્મિકતાને જરાયે સ્થાન નથી એવી પ્રતીતિ ધરાવનાર વ્યક્તિના જીવનમાં એક સ્ત્રીની કુમાશભરી હૂંફ તેને કેવું ઉન્નત બનાવી શકે તેનો સરસ ચિતાર આ સંગીતનાટકમાં વાગ્નરે રજૂ કર્યો છે

**વાગ્નર** પહેલા થઈ ગયેલા મહાન ફિલસૂફ **નિત્શેની** 'સુપરમેનની' ભાવનાએ તે સમયના યુરોપને આવરી લીધું હતું આ ભાવનાની પાછળ રહેલી આખી ફિલસૂફી **વાગ્નરે** એના ચાર સંગીતનાટકોમાં વણી છે અને તે સંગીતનાટકો 'નેબ્લુંગરિંગ' તરીકે આજે સુવિખ્યાત છે આમાંનું પહેલું સંગીતનાટક 'રાઇન ગોલ્ડ' જર્મનીમાં પ્રવર્તી રહેલા ન સમયના વક્ષમાં પૂજાના વાતાવરણને રજૂ કરે છે બીજા સંગીતનાટક 'વાલ્કિરિઝ'માં સ્ત્રીનાવસ્થા રહેલા દૈવી અંશો અને એની માણસના સ્વભાવ ઉપર થતી અસર—એ સબંધી વસ્તુયોજના કરવામાં આવી છે એ જ રીંગનું ત્રીજું નાટક તે 'ઝિગ્ફ્રેડ' આમાં વાગ્નરે ઝિગ્ફ્રેડને 'સુપરમેન' બનાવ્યો છે અને એનામાં પારલૌકિક શક્તિઓ આરોપી છે ઝિગ્ફ્રેડ અગ્નિમાં પ્રવેશ કરે તો પણ સુરક્ષિત દેહે પાછો આવે અને એ અગ્નિજ્વાળામાં વીંટળાયેલી 'બ્રુનહિલ્ડ'ને મદદ કરે—આ આખું ય એક રૂપક છે સુપરમેન તોફાનની જ્વાળાઓથી દાઝયા વિના, તોફાન અને તેની પાર રહેલી શ્રેયસભાવનાને પોતાની કરે છે એ આ રૂપકનો અર્થ આ આખુંય રૂપક વાગ્નરે પોતાના સંગીતનાટક 'ઝિગ્ફ્રેડ'માં અત્યંત સમર્થ રીતે સંગીતદ્વારા રજૂ કર્યું છે **વાગ્નરનું** ચોથું સંગીતનાટક તે 'ધી ડૉન ઑફ ધી ગોડ્ઝ' **વાગ્નરને** મન પરમેશ્વરતત્ત્વ એ કોઈ પારલૌકિક તત્ત્વ નથી એને એવી પ્રતીતિ હતી કે દેવત્વનું ભિન્નભિન્ન સ્વરૂપ તે માનવતર દેવત્વમાં રહેલી અપૂર્ણતા જ્યારે

રૂપાંતર પામે, એની ત્રુટીઓ જ્યારે સુધરે ત્યારે સાચું માનવત્વ ખીલે. એને મન નિસર્ગનો પરિપૂર્ણ વિકાસ એટલે માનવતાની પરિપૂર્ણતા. માનવતા એ જ વિકાસની છેલ્લી કક્ષા હોઈ શકે એવું મન્તવ્ય વાગ્નરે પોતાના સંગીતનાટકમાં દર્શાવ્યું છે.

આજે પશ્ચિમમાં સંગીતનાટકો નાટ્યકળાની અતિ ઉચ્ચ કક્ષાએ પહોંચેલાં છે. વાગ્નરે પ્રકટાવેલી કલ્પનાના જગતનું એ તો રંજનાર્થ કરી અટકતી નથી, પરંતુ તેની સામે જીવનને વેગ આપનાર બળો અને માનવમાં પ્રગટતી અભીપ્સાઓ એ મર્મનાં સૂક્ષ્મચિત્રો ખડાં કરે છે. આમ સંગીતનાટકો આજે પશ્ચિમમાં પ્રેરણાદાયી અંગો તરીકે લેખાતાં છે.

આપણી પાસે શ્રી રમણલાલ જેવા સંગીત-રસિક લેખક અને નાટ્યકાર હોય તો યુરોપમાં સંગીતનાટકો જેટલાં પ્રેરણાદાયી નીવડ્યાં છે, તેવાની શરૂઆત એમનાથી થાય એ આશા અને આકાંક્ષા વધારે પડતી કેમ ગણાય?—એ રીતે "શકિત-હૃદય"નો નાટ્યપ્રયોગ એક સંગીતનાટક તરીકે નવા જ રૂપે ગુજરાતને મળે, એ ઇચ્છા માત્ર એકલાની જ નહિ રહે.



સર્વથી પ્રથમ પ્રશ્ન શંકાનો આવ્યો, કે વનપ્રવેશના આડંબરોના પાકા વિરોધી રમણલાલનું આ બાબતમાં શું કહેવું છે? શ્રી રમણલાલ તરફથી આગલે દિવસે જ એક પત્ર અમને મળ્યો હતો, એ ઠીક જ થયું. એ પત્ર અમે પ્રમુખશ્રીના હાથમાં મૂક્યો. તે આ રહ્યો.

*Rajmahal Road,*
*Baroda 7-3 42*

My dear Kishansinh,

I am grateful to you for the nice movement you have thought fit to start to give expression to your good feelings towards me particularly seeking for it the occasion of my imminent end of half a century of life It is really good of you and other friends to think so kindly of me But if you allow my feelings any scope in the matter, let me tell you that I really feel embarassed, as I am conscious of the fact that my life my achievements and my status do not at all deserve any such importance

Both in life and letters I have always felt that ordinary-ness and mediocrity are our qualities and I am no exception to the general rule I have always ridiculed the idea of making the most of literary figures, and when doing so, I had never dreamt that I am likely to have my nemesis I am really too ordinary to be treated so distinctively

Again the whole world is out of joint Will it be appropriate to make the occasion of my having finished fifty hum drum years a reason for celebration ?

This is no pose on my part I honestly believe what I have written to you And when I know that you have arranged to have distinguished persons towards whom I have always cherished feelings of reverence in this move ment my embarassment becomes doubly keen

આ ગ્રંથમાંથી આપને રુચે તે વિભાગ માટે એક લેખ અથવા કાવ્ય લખી મોકલી આપ આ કાર્યમાં અમને સહકાર આપશો એવી આશા રાખીએ છીએ. આપનું લખાણ મોડામાં મોડું એપ્રિલની ૫મી તારીખ સુધીમાં અમને અહીં મળી જાય તો જ ગ્રંથ સવેળાએ પ્રગટ થઈ શકે. એટલે આપ આપનું લખાણ વેળાસર મોકલશો એવો અમારો આગ્રહ પણ આપ સ્વીકારશો એવી આશા છે

૨૦–૩–૪૨ — આપનો

સાધના પ્રેસ — કિશનસિંહ ચાવડા

રાવપુરા, વડોદરા — મંત્રી, શ્રી ર. વ. દે. સ. સ. સમિતિ

સમય ટૂંકો હતો, પરંતુ ઉત્સાહ અદમ્ય હતા, ને સહકાર ઉત્સાહી હતો. લેખકમિત્રોને ગ્રંથપ્રકાશનની યોજનાની જાણ કરતાં તરત લેખો આવવા માંડ્યા ઘણા વેળાસર મળ્યા પરંતુ કેટલાક "અનિવાર્ય કારણો" કે "સંજોગો"ને લીધે કેટલીક મોડા પણ થયા રાત થોડી, ને વેશ ઝાઝા, પણ થોડી રાતના બદલે વેશ છોડે એ બીજા!

ગ્રંથનું કામ હાથ ધરવામાં આવ્યું તા. ૨૭મેના પ્રાતઃકાળે જાણે માર પાછળ પડ્યા હોય તેમ પૂરવેગે કામની ગાડી મંડી પડી પરિણામ આપની સમક્ષ આ રહ્યું

પરંતુ આ સમારંભનું એ એક જ અંગ નહોતું ગ્રંથનું સમર્પણ કરવાનો પણ સમારંભ જ હોય ને!—ગૌણ છતાં પણ અનિવાર્ય! એ પ્રસંગ માટે મિત્રોને મળવા નીચે પ્રમાણે સંબોધ્યા

શ્રી ર. વ. દે. સ. સ. સમિતિ
સાધના પ્રેસ, રાવપુરા,
વડોદરા તા. ૨–૫–૪૨

ભાઈશ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ આ માસની બારમી તારીખે પચાસ વર્ષ પૂરાં કરે છે. એ દરમિયાન ગુજરાતની અને વિશેષત ગુજરાતી સાહિત્યની એમણે જે સેવા કરી છે તેના સહૃદય સ્મારકરૂપે કેટલાક મિત્રોએ એમના એકાવનમા જન્મદિનનો સમારંભ ઊજવવાનું નક્કી કર્યું છે

આ પ્રસંગે મેની ૧૬ મી તારીખ અને શનિવારે સાંજે મિત્રોનું એક સહભોજન યોજવાનું તથા એમને એક અભિનંદનગ્રંથ અર્પણ કરવાનું સમારંભ સમિતિએ ઠરાવ્યું છે

આપ આ સમારંભમાં જોડાશો તો સમિતિને આનંદ થશે

આ પ્રસંગના ખર્ચને અંગે પ્રતિનિમંત્રણ રૂા ૬) થી ઓછી નહિ એટલી રકમ લવાજમરૂપે સ્વીકારવાનું ઠરાવ્યું છે, જેમાં

(૧) ભોજનખર્ચ, અને

(૨) અભિનંદનગ્રંથની એક ભેટનકલનો સમાવેશ થાય છે

આ ઉપરાંત આમંત્રિતોના પત્ની તથા સોળ વર્ષની વયથી નીચેના નહિ એવા પુત્રપુત્રીઓ માટે ભોજન-સમારંભ પૂરતા પ્રતિનિમંત્રણ રૂપિયા એના લવાજમની વ્યવસ્થા પણ રાખવામાં આવી છે આ રકમમાં અભિનંદનગ્રંથની ભેટનકલનો સમાવેશ થતો નથી

આ આમંત્રણના સ્વીકારરૂપે આપ નીચેના કોઈ પણ સ્થળે તા ૧૦મી સુધીમાં આપની રકમ મોકલી જણાવશો તો અનુકૂળ થશે

સમારંભની વ્યવસ્થા ટૂંક સમયમાં કરવાની હોઈ એ તારીખ પછીથી આવેલી માગણીઓને સ્વીકારવાનું મુશ્કેલ બનશે

લિ આપના

કિશનસિંહ ચાવડા — અંબાલાલ પંડ્યા
મંત્રી — પ્રમુખ

અને આવી રીતે આજે આપણે આ સમારંભમાં એકઠા થયા છીએ

કોઈ કદાચ પૂછે કે આ બધું કેમ, કોણે અને શા માટે કર્યું, તો એના ઉત્તરમાં આ એકરાર

વડોદરા — કિશનસિંહ ચાવડા
તા ૧૬-૫-૪૭ — રમેશનાથ ગૌતમ

卐

# શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈનાં પુસ્તકો
[પ્રગટ થયાની સાલ પ્રમાણે]

## રેખાચિત્રો

| | | પહેલી આવૃત્તિ | બીજી આવૃત્તિ | ત્રીજી આવૃત્તિ | ચોથી આવૃત્તિ |
|---|---|---|---|---|---|
| ૧ | મહારાણા પ્રતાપ | ૧૯૧૯ | ૧૯૨૮ | | |
| ૨ | પાવાગઢ | ૧૯૨૦ | ૧૯૨૭ | | |
| ૩ | નાના ફડનવીસ | ૧૯૨૨ | | | |
| ૪ | તેજચિત્રો | ૧૯૪૨ | | | |

## નાટકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સંયુક્તા | ૧૯૨૩ | ૧૯૩૪ | | |
| ૨ | શંકિતહૃદય | ૧૯૨૫ | ... | ૧૯૩૪ | |
| ૩ | પરી અને રાજકુમાર તથા બીજી પાંચ નાટિકાઓ | ૧૯૩૮ | | | |
| ૪ | અંજની | ૧૯૩૮ | ૧૯૩૯ | | |
| ૫ | ગ્રામસેવા (નાટિકા) | ૧૯૪૧ | | | |

## ભાષાંતરો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સંસ્કૃતિની ઉત્પત્તિ | ૧૯૨૮ | | | |
| ૨ | મારું જીવન અને કાર્યક્ષેત્ર | ૧૯૪૦ | | | |

## શ્રી ર. વ. દેસાઈના જીવન–લેખન ઉપરના લેખો

| | |
|---|---|
| ગ્રંથ અને ગ્રંથકાર પુ ૧૯–જીવનચરિત્ર | શ્રી હીરાલાલ પારેખ |
| કેટલાંક વિવેચનો–જયંતથી પૂર્ણિમા<br>નવાં વિવેચનો–(૧) ગુજરાતી નવલકથા<br>(૨) ગુજરાતી નવલકથા–પ્રગતિની દૃષ્ટિએ<br>કેતકીનાં પુષ્પો–ગુજરાતી નવલકથાસાહિત્યનો એક પ્રશ્ન | પ્રા નવલરામ જ. ત્રિવેદી |
| સાહિત્યવિમર્શ–(૧) શિરીષ, (૨) સ્નેહયજ્ઞ (૩) દિવ્યચક્ષુ (૪) જયંત (૫) કોકિલા ને પૂર્ણિમા (૬) હૃદયનાથ<br>અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો–મૂંઝવણ (નિહારિકા) | પ્રા રામનારાયણ પાઠક |
| વિવેચનમુકુર–યુગમૂર્તિ વાર્તાકાર | શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ |
| જૂઈ અને કેતકી–(૧) સ્નેહયજ્ઞ (૨) હૃદયનાથ | પ્રા વિજયરાય વૈદ્ય |
| સાહિત્યધ્યાને–રમણલાલ દેસાઈ | પ્રા શંકરલાલ શાસ્ત્રી |
| Gujarat and Its Literature–રમણલાલ દેસાઈ, પૃ ૩૫૪–૫૯ | શ્રી કનૈયાલાલ મુનશી |
| ગુજરાતી સાહિત્ય: તેનું મનન અને વિવેચન–ગુજરાતી નવલકથા | શ્રી રામચંદ્ર દામોદર શુક્લ |

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી

| | | |
|---|---|---|
| ૧૯૩૩–૩૪ | ગ્રામલક્ષ્મી ભા. ૧, ૨, ૩ | શ્રી વિશ્વનાથ ભટ્ટ |
| ૧૯૩૪ | ગ્રામલક્ષ્મી ભા. ૪, પત્રલાલસા, હૃદયપલટ | શ્રી જ્યોતીન્દ્ર દવે |

| | | |
|---|---|---|
| ૧૯૩૫ | નિહારિકા, પંકજ, બારેશો પ્રા. અગ્નિ. | નવલરામ ત્રિવેદી |
| | શંકિત હૃદય ને સંયુક્તા, સ્વપ્નદ્રષ્ટા અને દિવ્યચક્ષુ | પ્રા. અનંતરાય રાવળ |
| ૧૯૩૭ | ગ્રામલક્ષ્મી ભા. ૪ | |
| ૧૯૩૮ | જીવન અને સાહિત્ય ભા. ૨, ફાગ, ક્ષિતિજ | પ્રા. મંજુલાલ મજમુદાર |
| ૧૯૩૯ | શોભના, અંજની | પ્રા. વિષ્ણુપ્રસાદ અને પ્રા. વ્રજરાય દેસાઈ |
| ૧૯૪૦ | હૃદયનાથ | પ્રા. રવિશંકર જોષી |

**પ્રસ્થાન** (૧૯૯૨) રમણલાલ દેસાઈની નવલકથાઓ—ઊડતી નજરે, વૈશાખથી આસો પૃ. ૧૨–૧૩૧ — શ્રી રમણિક મણિલાલ દેસાઈ

**કૌમુદી** વર્ષ ૨જું (૧૯૮૨)

રંગભૂમિનું શિષ્ટ નાટક: શંકિત હૃદય — શ્રી મનુભાઈ કલ્યાણજી દેસાઈ

શંકિત હૃદયના આશકો — શ્રી મુનિકુમાર ભટ્ટ

વર્ષ ૪થું (૧૯૮૪) શિરીષ — ,,

,, દિવ્યચક્ષુ—અભિનવ દૃષ્ટિએ — શ્રી કિશનસિંહ ચાવડા

**બુદ્ધિપ્રકાશ** (૧૯૩૪ ડિસેંબર) રમણલાલ દેસાઈની નવલકથાઓ — શ્રી વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી

**ગુણસુંદરી** (૧૯૩૪ નવેંબર અને પછી) રમણલાલનાં સ્ત્રીપાત્રો — શ્રી શાંતિલાલ તોલાટ

**રેખા** (૧૯૪૦)—ભારેલો અગ્નિ — શ્રી અનંતરાય મ. રાવળ

**સ્ત્રીજીવન-અભિનંદન અંક** — શ્રી મનુભાઈ જોધાણી

—રાજ્યની નોકરીને અંગે કલકત્તામાં આંકડાશાસ્ત્રનો અભ્યાસ

જાપાનમાં રૂરલ હાઇજીન કૉન્ફરન્સ માટે વડોદરાના એક પ્રતિનિધિ તરીકે

—રાજરત્નની ઉપાધિ—ચાંદ રૌપ્ય

**પત્નીનું મૃત્યુ** સને ૧૯૨૭

**“સંયુક્તા”** નાટક ભજવાયું—સને ૧૯૨૫

**“શંકિતહૃદય”** નાટક ભજવાયું—સને ૧૯૨૫

“ઠગ” પ્રથમ નવલકથા સને ૧૯૨૪–૨૫

**“દિવ્યચક્ષુ”** માટે રા. બ. હ. દા. કાંટાવાળા પારિતોષિક

**નવલકથાઓ** માટે રણજિતરામ સુવર્ણચંદ્રક

**શ્રી સયાજીરાવ વ્યાખ્યાન માળાને** અંગે “વર્તમાન ગુજરાતી સાહિત્ય—તેના વહેણો”નું વ્યાખ્યાન તા. ૫–૩–૩૪

**યુનિવર્સિટી વ્યાખ્યાન માળામાં ઠક્કર વ્યાખ્યાનો** સને ૧૯૪૦

**પુસ્તકાલય, વ્યાયામ તથા યુવક પરિષદો સાથે સંબંધ** જેને અંગે પૂના, મુંબઈ, સુરત, અમદાવાદ, ભરૂચ, ભાવનગર વગેરે સ્થળોએ વ્યાખ્યાન–પરપગ

**પ્રમુખ** રંગભૂમિ પરિષદ

- ,, મુંબઈ નાગરમંડળ સને ૧૯૩૩
- ,, પ્રગતિશીલ સાહિત્યમંડળ સને ૧૯૩૭
- ,, સુરિનમ ઙનિસમેનન સને ૧૯૩૫
- ,, વડોદરા સાહિત્ય સભા સને ૧૯૩૭ થી ૧૯૪૦

